સ્થાપના : ૧૮૭૫    ટેલી. એ. સુલતાન

**ગ્રાહકોનો સંતોષ એ અમારો પ્રથમ સિધ્ધાંત છે.**



અમારે ત્યાં નીચે મુજબ માલ છુટક તથા જથાબંધ મળી શકશે.

લોખંડ, હાર્ડવેર, ગેલ્વેનાઇઝ પાઇપ ફીટીંગ્ઝ, રંગ સામાન, કાચ, પ્લાઇવુડ, ફાયર પ્રુફ તીજોરીઓ, ટાઇલ્સ, મારબલ, કોલસા, કલીચુનો, કોલતાર, દરેક પ્રકારનો ઇલેકટ્રીક સામાન, બેલ્ટીંગ વોટર પમ્પ, સેનેટરી વેર, અને મીલજીનને લગતી દરેક વસ્તુઓ વિગેરે.



**કોરૂગેટેડ શીટસ**    **સીમેન્ટ શીટસ**





**વ્યાજબી ભાવે માલ ખરીદવા માટે જનતાની ડાયરીમાં નીચેનું નામ વર્ષો થયા નોધાયલું રહયું છે.**

# ભાઇજીભાઈ કરીમભાઇ મુસાજી એન્ડ સન્સ.

ભાઇજીભાઇ બીલ્ડીંગ.    પોરબંદર

# બરબાદીના પંથે

લેખક

કુતુબ એ. આઝાદ

: પ્રકાશક :

પુકાર કાર્યાલય
બક્ષુભાઇ મેનશન,
હીલ રોડ, બાંદરા મુંબઇ-૨૦

## અર્પણ

સ્વેચ્છાથી પોતાના ગૃહજીવનની આદર્શ
ધર્મભાવિક, અને સંસ્કારી સ્ત્રીઓને
ફેશન અને સ્વતંત્રતાના નામે
બરબાદીના પંથે ઘસડી જતાં
નમાલા પતિ દેવો
ને

કુતુબ. એ. આઝાદ.

# અનુક્રમણિકા

## પ્રસ્તાવના

ઘણા દિવસો થયા એક વાત દિલમાં ઘોળીયા કરતી હતી. કૌમના હાથોમાં કોઇ વિનોદી, ઇતિહાસીક કે અન્ય સાહિત્ય રજુ કરૂં, ઘણીવાર એ અંગેના પ્રયાસો પણ કરી જોયા, પરંતુ વિશ્વ-યુધ્ધના ઓળાઓએ નિર્દયતાથી એ અભિલાષાઓને પાછળ ઠેલી દીધી.

ત્યાંજ અંધકારમાં પ્રકાશની રેખાઓ દોરાઇ રહી ?

ભાઇ ડી. એ. લેહરીના અપુર્વ કૌમસેવાના રૂપેરી સ્વપ્ન રૂપે કૌમમાં "પુકાર" બહાર આવ્યું. અનિચ્છા હોવા છતાં પણ મને "પુકાર" સાથે સંડોવી દેવામાં આવ્યો, સાહિત્યના મનરંજન ક્ષેત્રમાં ઘુમતી મારી કલમમાંથી પણ દાઉદી વોહરા આલમની આધુનિક પરિસ્થિતિને અનુસરતું સાહિત્ય સર્જાવું શરૂં થયુ, ઘણા વર્ષો પુર્વે કૌમમાં એક અનોખા જ પ્રકારનું માસિક ચલાવવાની જે ધગશ અને દાઝ હતી એ આમ "પુકાર" દ્વારા પરિપુર્ણ થઇ હતી, પુકારને વાંચકવર્ગ બ્હોળો સાંપડી ગયો હતો, મિત્રોની પ્રચારસેના પણ અદભુત હતી. લેખકો પણ કાબેલ અને શક્તિ-શાળી પ્રાપ્ત થયા હતા. અને "પુકાર" સમસ્ત કૌમની સાચી પુકાર પાડવામાં સમર્થ બન્યું હતું.

પણ યુધ્ધની વધતી જતી ભયંકરતા, એક પછી એક આપત્તિનું કારણ બની રહી હતી. ૧૯૪૪ના કાગળ નિયમનના સરકારી નવાધારાએ પુકારનું જીવન પણ રુંગળાવી નાખ્યું. અમારી આગેકુચ આસ્મિક રીતે નિર્બળ અને નિષ્ક્રીય બની ગઇ, અભિલાષાઓ ખિલ્યા પ્રથમ કરમાઈ ગઇ.

શું કરવું ? અને શું ન કરવું ? એ અકથ્ય વેદના ભરેલો પ્રશ્ન અમને મુંઝવી રહ્યો, કાર્યાલયમાં કલાકોના કલાક એ વિચારમાં નિમગ્ન રહેતા હતા. ગ્રાહકો અને ચાહકોની ટપાલનો ઢગ પણ અવિરત પણે ખડકાયે જ જતો હતો. અંતે એક સામટી વિપત્તિઓમાંથી એક નવો માર્ગ જડી આવ્યો, ગ્રાહકોને એક પુસ્તક તૈયાર કરી "પુકાર"ના લવાજમનો બદલો વાળી આપવો.

અને એ અંગેની તૈયારીઓ કરવાનો નિર્ણય થયો. જેમ બને તેમ ઝડપી ગતીએ પુસ્તક પુર્ણ કરવાનો તંત્રી મહાશયનો નાદરશાહી હુકમ મારા મગજમાં રણકી ઉઠયો.

"પણ આટલી ટુંક મુદતમાં મારે શું લખવું"

"કંઇ પણ લખો,"

"નવલિકાઓ લખું"?

"નહિં."

"ત્યારે શું લખું ?" મ્હેં આવેશમાં પુછ્યું.

"પુકાર" એ કોમની અનામત છે. પુકારના બદલા તરીકે જે પુસ્તક આપીયે તે કૌમી વિષયથીજ રંગાયેલું હોય, એ ઇચ્છનિય છે.

એ છેલ્લા ફરમાનથી હું ચોંકી પડયો, ત્યારથીજ વિષય પસંદગીની મહાન પરિક્ષામાં ઉત્તીર્ણ થવાના ઇરાદાથી કૌમની આસપાસ ઘુમી વળ્યો, પણ આ શું ? મારા આશ્ચર્યની સીમા ન રહી, કૌમના સુંસંસ્કારો આદર્શ, ધાર્મિક પ્રથાઓ, સંસ્કૃતિ, કૌમી ઇત્તિહાસ, એકસંપી, અને મહાનતા એમાનું કશું ન દેખાયું, જાણે

કે એ બધું ભુતકાળના ગર્ભમાં દફન થઇ ચુકયું હતું, તેના અવશેષ માત્ર પણ બાકી ન્હોતી કે જેના ઉપરથી મદાર બાંધી કૌમની ભવ્યતાની ઇમારતને પુનઃ ચણી શકાય.

બાકી હતું.

કૌમના નામે દંભનું વાતાવરણ, છડેચોક કૌમના ગૌરવને હણતી બે પર્દગી, મઝહબના નામે હાંસીઓ, ઇત્તિહાકના નામે કૌમની દુભાતી એકસંપી, પુરાતન વિચારો અને પુરાતન મહાન આદર્શોથી કૌમ દુર ફેંકાય ગઇ હતી. વેષ પરિવર્તન, આચાર પરિવર્તન, વિચાર પરિવર્તન, સંસ્કાર પરિવર્તન. કેળવણીના નામે અજ્ઞાનતા અને કૌમી ખમીરના ઓઠા તળે કૌમ પ્રત્યેની નફરત !

હૃદયમાં અંગારા ચંપાયા, હોંશ અવાચક બની ગયા, દિલ અને દિમાગમાં જ્વાળાઓ પ્રગટી ઉઠી, અને એ જ્વાળાઓમાંથી આ પુસ્તકનું સર્જન થઇ ગયું.

બરબાદીના પંથે......

આ પુસ્તક માટે પ્રશંસાની જરૂર નથી. ધન્યવાદની ભુખ નથી, મુબારકબાદની લાલસા નથી, પણ મારા લખવાના શ્રમ બદલ હું ચાહું છું.

એકજ આશા ! એકજ તમન્ના ! એકજ ઉમ્મીદ !

અને તે.

કૌમને બરબાદીના પંથે જતી અટકાવવાની અને અટકવાની ખાત્રી ! પુસ્તકાકારે આ મારો પ્રથમજ પ્રયાસ છે. સંભવ છે કે અનેક પ્રકારની તુટીઓ રહી જવા પામી હોય. તે બદલ ક્ષમા...

અને કૌમ પાસે એક વિનંતિ કરવી તો ભુલી જ ગયો.

આ પુસ્તક !

કૌમનું કલેજું છે, કૌમના ઝખ્મો છે, કૌમના હૃદયાની વેદનાઓ છે.

પર કૌમી હાથોમાં ભુલે ચુકે પણ આ પુસ્તક નઝર ફેરવવાને બહાને પણ ન ચડી જાય તેને ખાસ ખ્યાલ રાખવાની નમ્ર વિનંતી.

કુતુબ એ. આઝાદ.



## લેખક વિષે !

" કુતુબ આઝાદ "નો પરિચય શું આપું ? પુકારના જીવનમા જેનું નામ પ્રથમ ધડાકે જ પ્રસિધ્ધિ પામી ગયું, એ વ્યક્તિ કોમનું એક કિંમતી લેખક ધન છે. " પુકાર " પહેલો પણ તે કોમની આસપાસ હમેશા લેખક તરીકે જ ઘુમતા હતા.

પુકારના પ્રાણ સમી આ વ્યકિત ખુબજ કેળવણી રહીત હોવા છતાં તેમને આ ક્ષેત્રમાં અદભુત પ્રવૃતિ સાધી છે. એમ તો દરેકને કબુલ કરવું પડે તેમ છે, " બરબાદીના પંથે " લખવાની જ્યારે મ્હે તેમને આગ્રહ કર્યો, ત્યારે તેમને સ્પષ્ટ શબ્દોમાં મને જણાવી દીધું કે:

" કે હું કોઇની પણ આંખ શરમ રાખ્યા વગર કોમની હાલની જે પરિસ્થિતિ છે, તે સ્પષ્ટ રીતે કોમ સામે રજુ કરી દઇશ."

મ્હે તેમની એ વાત કબુલ રાખી. અને આજે એ પુસ્તક આપના હાથોમાં કોમના જીવનની આરસી બનીને આવી પડયું છે.

અમારો આ વિષય કોમના ફેશનેબલ વર્ગને કદાચ અપચો કરી દેશે. એવી મને શંકા રહે છે. પણ પુસ્તકમાં જે રજુ થયું છે, તે ધ્યાનમાં લઇ વાંચક બિરાદરો આજે કોમ કઇ સ્થિતિમાં શ્વાસ લઈ રહી છે. તે સંપુર્ણપણે જાણી શકશો.

ભાઇ આઝાદે પુસ્તકમાં અનેક સ્થળે ફકત પાત્રોના નામમાં ફેરફાર કરીને તદન સત્ય ઘટનાઓ પેશ કરી છે. આ પુસ્તકમાં જે ચિત્રો રજુ થયા છે, તે પણ બની શકે તેટલા પ્રયાસથી વાસ્તવિક હોવા છતાં અમે તેને અવાસ્તવિક કરી નાખ્યા છે.

સંભવ છે કે આ પુસ્તકથી કૌમ ભડકી ઉઠે, પણ જો ભડ-કવા જેટલી અસર બાકી રહી હશે તો મને શ્રદ્ધા છે કે તેઓ આ પુસ્તકના હેતુઓને નઝરઅંદાજ ન કરતા, પોતાની ઝિંદગીને નેમી રંગોથી રંગવાના પ્રયાસ કરશે. અને કૌમ બરબાદીની જે ઉંડી ગર્તામા ધકેલાય ચુકી છે, ત્યાંથી બહાર નીકળવાના પ્રયાસ કરશે.

લેખકની કલમ કડવી છતાં પરિણામે સુંદર એવી વાતો કર-વામાં ટેવાઈ ગઇ છે, અહિં પણ એનો પુરાવો બહુ સ્પષ્ટ રીતે મળી રહી છે.

આ પુસ્તકને પ્રગટ કરતાં પહેલા તેને કૌમના અમુક આગે-વાનો. અને વડિલો સમક્ષ પેશ કરવામાં આવ્યું હતું, અને તેઓએ પણ આ જરૂરી વિષયને સાહિત્યદેહ આપવા બદલ પ્રશંસાપુષ્પો વેરી અમુક જરૂરી સલાહ સુચનાઓ આપી હતી, કે જેનો આ પુસ્તકમાંજ લેખકે સમાવેશ કરી દીધો છે.

વોહરા કૌમના ઇતિહાસમાં કદાચ પહેલુંજ આ પ્રકારનું પુસ્તક છે, કે જે કૌમના એક અતિ અગત્યના વિષયને આઝાદીથી છણી જાય છે, તેના મુળમા જે દર્દ, વેદના, અને શરમભરી છે, તેની જવાબદાર તો કૌમજ રહેશે.

મહેરબાની કરી આ પુસ્તક કોઇ પરકૌમી, ભાઇના હાથમાં ન જઈ પડે તેની ખાસ ભલામણ કરીયે છીએ.

લેખક વિષે લખતા લખતા હું અન્ય વિષયમાં ઘસડાય પડયો, લેખકની આશા છે કે કૌમ આજે આ પુસ્તકનો અવાજ

ખરેખર ગાજતો કરી કૌમ આજે કઇ તરફ જઇ રહી છે તેના દર્શન કરાવે, અને પુસ્તક લખવાનો જે શ્રમ ઉઠાવ્યો છે, તેનો બદલો વાંચકો કૌમને આવા માર્ગેથી પુનઃ રાહે હક ઉપર દોરી લાવવાનું કાર્ય કરીને વાળી આપે.

આ પુસ્તક પ્રગટ કરવાનો જેમ અમારો પહેલો પ્રયાસ છે તેમજ પુસ્તક પ્રીન્ટ કરવાનો પ્રયાસ પણ પહેલો હોવાથી ઘણી ત્રુટીઓ રેહવા પામી હશે તેથી વાંચક બંધુઓ દરગુજર કરશે.

અંતમાં. લેખક બંધુનો તથા વાંચક મિત્રોનો આભાર માનું છું.

આપનો,
**ટી. એ. લેહરી.**



## — અંગત —

દાંડિયો વોહરા આલમનું પત્રકારિત્વ ક્ષેત્ર વર્ષો થયા કંગાળ અવસ્થામાં શ્વાસ લઇ રહ્યું છે, દરેક ધંધાની જેમ આ ધંધામાં પણ પ્રમાણિક હરિફાઇના બદલે અપ્રમાણિક અદેખાઇ ખુબ જ વધી પડી છે, "બરબાદીના પંથે" બહાર પડવાની જાહેરાત થતાં જ તેના વિરોધીઓ અળસિયાની જેમ ખદબદી ઉઠ્યા, અને અમારા સામે જુદા જુદા પેંતરાઓ રચવાની શરૂઆત કરી દીધી, પણ એવા લોકોને યાદ રાખવાની જરૂર છે કે મળતા નામ રાખવાથી કોઈ પણ ક્ષેત્રમાં આગેકુચ કરી શકાતી નથી. જે લોકો આગેકુચની બુમો પાડતા હોય છે તેઓની પીછેહઠ જોવા જેવી હોય છે, જે લોકો અમારા નામ સાથે મળતું નામ રાખી હુંડી વટાવી જવાની આશા રાખે છે તેઓ મૂર્ખ છે, સાહિત્યના ક્ષેત્રમાં પ્રસિધ્ધિ પામી રહેલા પુસ્તકોને મળતું નામ રાખીને બાડા વરને દેખતા વરના સ્વરૂપે વરાવી જવાની આશા રાખે છે તેઓને અંતે નિરાશ થવું પડે છે.

અમોને તો અમારા વિરોધીઓના ધમપછાડાથી અથવા ખોટી અદેખાઇથી કશા છાંટા ઉડવાના નથી. પણ જે લોકો કાગડા થઇને મોરની ચાલ ચાલવા મથી રહ્યા છે તેઓ પોતાની ચાલ પણ ન ભૂલી બેસે એટલી વિનંતી તો જરૂર કરશું, જેના ભેજામાંથી મૌલીક વિચારોના બદલે વાંદરા જેવી નકલિયા વૃતિઓ નિકળી પડે છે તેવાઓ પ્રત્યે અમને હાર્દિક દિલસોઝી છે, એવા લોકો અમારી દ્રષ્ટિએ બિચારા દયાને પાત્ર છે, જેઓ પાસે પોતાની કોઈ યોજનાઓ હોતી નથી તેઓને પારકાના આસરે જ પેટ ભરવું પડે છે.

આ તકે એવોજ એક દાખલો સ્મરણમાં ટકોરા મારી જાય

છે. બોમ્બે ટોકીઝે "નયા સંસાર" નામનું ચિત્ર બહાર પાડતાં તે ખુબ જ સફળ થયું હતું, તેની સફળતા જોઇને અનેક:તરફથી નયા તરાના, નઇ રોશની, નઇ દુનિયા વિગેરે નામાભિધાન વાળા ચિત્રો ઠલવાઇ ચૂકયા પણ એ બધા "નયા અને નઇ" જુના પુરાણા સાબિત થયા અને એ રીતે સફળ નામો ઉપરથી નકલ કરનારા ઉત્પાદકોનો પ્રેક્ષકોને વિશ્વાસ ઉઠી ગયો, ઠીક એવું જ અમારા આ પુસ્તક માટે બન્યું છે.

અમારી ફરિયાદ તો ફકત એટલા માટે જ છે, કે એક તો આપણું પત્રકારિત્વ નબળું છે. અને વળી તેમાં આવી નકલિયા વૃતિ વાળાઓ તેને વધુ નબળું બનાવી રહ્યા તેનું અમોને અતિશ્ય દુ:ખ છે, અપાર વેદના છે. આજ સુધી આપણા પત્રો કૌમમાં મુદ્દલ ઉચકાયા નથી તેનું કારણ પણ આવું જ છે.

સંજોગવસાત એટલે કે કાગળ નિયમન ધારાના કારણે પુકારનું પ્રકાશન બંધ પડી ગયું છે, નહિંતો કૌમના પત્રકારિત્વમાં બળજબરીથી બની બેસેલા બડેખાંઓની આંખો અમો જરૂર ઉઘાડી નાખતે, જે લોકોના ફરફરીયાઓ મરવા વાંકે ફકત જાહેરાતના બળ પર જીવતા હતા, તેઓને અમો ચેલેંજ આપતે કે તેઓ પુકારની નકલો કેટલી બહાર પડે છે તેની જાતે આવીને ગણેત્રી કરી જાય, અને પછી પોતાના કંગાળ ફેલાવા સામે નજર કરી અમારી પ્રગતિના મૂળમાં છુપાએલા આત્મભોગ અને અભ્યાસનું મનન કરવાની વિનંતી કરતે. કારણકે કૌમના પત્ર-કારિત્વ ક્ષેત્રને મહાનતા અને ઉચ્ચતાના આસને સ્થાપવા માટે શું શું કરવાની જરૂર રહે છે, તેનું ભાન તેમને અમારા મિત્રો બનાવીને આપવાનું અમે ચુકતે નહિં. કદાચ આવતી કાલે પુકારનો ઉદયકાળ શરૂ થશે તો પહેલી તકે અમો પ્રમાણિક પત્ર-

કારો સાથે મિત્રતાનો હાથ લંબાવશું અને હળદરને ગાંઠિયે ગાંધી બની બેસેલા ભાડુતી કલમ ઉપર નભતાં અને દિન રાત્રી પત્ર-કારિત્વની ઓથમાં શ્રીમંતોની આળપંપાળ કરવા સિવાય બીજું કશું ન કરનારા અને ચાંદીના ટુકડાઓ માટે પત્રકારિત્વને કલંકિત કરતાં પત્રકારોને અમો સમાજ સામે તદન ઉઘાડા પાડવાની અમારી પવિત્ર ફરજ બજાવીને જ રહેશું.

પુકારનું સાચું ધ્યેય કૌમની પુકાર રજુ કરવાનું જ હતુ અને છે. આ પુસ્તક પણ એજ સિધ્ધાંતના પાયા પર ઉભી કરાયેલી ઇમારત છે. કૌમની સાચી સ્થિતિનું નગ્ન સ્વરૂપ રજુ કરવામાં ગમે તેવા બળોની આવનારી ખિંસના ડરને અભરાઇ પર મૂકેલ છે. બરબાદીના પંથે જઈ રહેલા સમાજના પ્રવાહને આબા-દીના પંથે જતો દેખાડવાનો આડંબર અમે મુદલ કર્યો નથી, જેવું છે તેવું જ સાંગોપાંગ રજુ કર્યું છે. કોઇની મોટી તસ્વીરો છાપી ખોટા ગુણગાન ગાયા નથી, કોઇની ખોટી પ્રસંશાના પાનાઓ ભર્યાં નથી. કોઇની ખોટી ખુશામદ કરી નથી. કૌમ આજે કયાં છે તેનું એક સાચું શબ્દ ચિત્ર દોરીને આ પુસ્તકમાં રજુ કરી દીધું છે, કોઇને દાનવિરોની ઉપમા આપી આ પુસ્તક તેને અર્પણ કરી બધુ ખર્ચ પરભારૂં કરી લેવાની વૃતિ પણ અમોએ આવ-કારી નથી, એટલે એવા જીવનમાં જીવતા નકલી ચળકાટવાળા અમારા અદેખા હરિફો અમારા સામે ધુળ ઉડાવવાના પ્રયાસો કરે એમાં કોઇ શંકા નથી. અંતમાં ઇચ્છીએ છીએ કે આ અંગત ખુલાસો જેમના માટે લખવાની ફરજ પડી છે, તેઓ પોતાના જીવનનું ધ્યેય સાચી સામાજીક પ્રવૃતિ પાછળ રોકી આવી ખોટી અદેખાઇઓથી દુર રહે.

ડી. એ. લેહરી
તંત્રી "પુકાર"

# કિનારે લગાવશે

બરબાદીઓના પંથ પરે તું ગમન ન કર,
તારા જ હાથે મિત્ર! તું તારૂં પતન ન કર.
સોગંદ લે, ને ત્યાં કદિ જાવાનુ મન ન કર,
કંટક ભરેલા માર્ગને તારૂં ચમન ન કર.
ફેશન અને શરાબમાં બરબાદ ધન ન કર,
અફસોસ! આમ કૌમની આશા દફન ન કર.
તંબાકુના વ્યસનથી ઘણો ગેર લાભ છે,
પઇસા દઇને પેટમાં ઊભી અગન ન કર.
વ્યભિચાર ને જુગાર એ શયતાની જાળ છે.
એ જાળ સામે કોઈ દિ ઊંચા નયન ન કર.
નાદાન કાં અધર્મી થયો ધર્મ ખોઇને,
કોને કહ્યું કે ધર્મનું તારા જતન ન કર!
જાવું તો છે ખુદા કને લઇને સવાબને,
કાંટામાં દિલના, પાપના ખોટાં વજન ન કર.
અંતરમાં નિત ઉતારજે કુરઆનના સબક,
ગુમરાહ પુસ્તકોનું કદાપી મનન ન કર.
દુનિયાની છે પુકાર કે આંખો ઉઘાડ ને,
"આઝાદ" ઉઠ સીતમ હવે ખોટા સહન ન કર.
બરબાદ થાતી કૌમને અલ્લાહ બચાવશે,
ડુબી રહી છે નાવ કિનારે લગાવશે.

## આધુનિક કોમી સ્થિતિ !

એક સમય એ હતો જ્યારે દાઉદી વોહરા કૌમ જ્ઞાની, વેપારી, મઝહબે ઇસ્લામના કાયદા કાનુનોની પાક્કી પાબંદ અને બા ઇઝ્ઝત લેખાતી હતી. ઇસ્લામના અનેક ફીરકાઓ પોતપોતાની રીતે જે પ્રમાણે જીવન વ્યતિત કરતા હતા, તે સર્વમા આપણી કૌમની ધર્મભાવના, સંસ્કાર, તેહઝીબ, ઇલ્મ. અદબ અને બંધારણો વગેરે બધું ઉચ્ચ હતું અને આપણી કૌમ ઇસ્લામની એક અદભુત મઝહબ પરસ્ત અને સંપીલી કૌમ ગણાતી હતી. એજ આપણી કોમ આજે દુનિયાની વિશાળ પીઠ ઉપર જીંદગાનીના શરમજનક શ્વાસો ભરી રહી છે. કોમની એકસંપી મોહબ્બત, ધર્મભાવના, સંસ્કાર, સુવિચારો, તાઅલીમ, વેપાર ઉદ્યોગ એ બધું આજે શૈતાની દુનિયાના હાથમાં રમકડું બની તળિએ બેઠું છે.

જ્યાં જ્યાં દ્રષ્ટિ પડે છે ત્યાં ત્યાં કોમનો બેદરકાર અને બેફામ સ્ત્રીવર્ગ તથા પુરુષવર્ગ નફટાઇ ભર્યું હાસ્ય મુખમાં છુપાવી છડેચોક વિચરી રહ્યો છે. ગણ્યાગાંઠ્યા બુઝુર્ગો આજના કોટ પાટલુન અને ટાઇવાળા યુવાનોની નજરે હાસ્યને પાત્ર બન્યા છે અને એ રીતે આપણા સમાજનું નૈતિક પતન થઇ રહ્યું છે. ઇખ્લાસ, ઇત્તિફાક, અને સત્યતાના અભાવે કૌમ આજે અંધારી ગર્તામાં ધકેલાઇ પડી છે.

લેખકોના લેખમાંથી ટપકતો બોધ, વાએઝોમા ધર્મગુરૂવર્ગ તરફથી પ્રચારાતો સબક, પવિત્ર કિતાબ કુરઆને શરીફનું શિક્ષણ ભાષણો દ્વારા આપવામાં આવતી શીખામણો, એ સર્વે આજે નિર્થક બન્યા છે. આજે તો આપણા અગું એ અગુંમાં પશ્ચિમની હવાના ઝેહરી ઝપાટાઓ ફેલાઇ રહ્યા છે. કોણ જાણે કેમ ? અંગ્રેજી તાઅલીમની અસરથી ઘેરાય જતા આપણા યુવાનોમાંથી કૌમની આબરૂનો ખ્યાલ, કૌમની મર્યાદા, કૌમનુ ગૌરવ, કૌમનું ખમીર, વગેરે તદ્દન અદૃશ્ય થયું છે.

હેટ, કોટ, ટાઇ, પાટલુન, અને રિસ્ટવોચ એ તેમનું જીવન બની જાય છે. ખુલ્લા માથે વિચરવું એ તેમની તેહઝીબ હોય છે. વારંવાર બાલ ઓળવવા એ તેમનું કર્તવ્ય હોય છે. મસ્જીદના બદલે સિનેમા નાટકોને તે પોતાના ધર્મ-સ્થળો સમજી લે છે. કુરઆને શરીફ અને નસીહતની જગ્યાએ સીનેમા, માસિકો અને સિને-સાપ્તાહિકોનો શોખ તેમની વાંચનસામગ્રી બની રહે છે. કોમના બુઝુર્ગો સાથે તોછડાઇથી વર્તવું, કુટુંબીઓ સાથે કુટુંબકડવાસ રાખવી માતપિતા અને ભાઇ બ્હેનોની લાગણીનું ખુન કરવું એ તેમના જીવનની વિશિષ્ઠતા હોય છે.

અને એ જોતા સ્પષ્ટ જણાય આવે છે કે મગરીબી રંગ

રંગાએલા યુવાનો આપણી કોમને બરબાદીના પંથે ઘસડી જવામાં કેટલા અંશે જવાબદાર છે. એવા યુવાનોને હું થોડાક પ્રશ્નો પુછીશ, મને લાગે છે કે મારા પ્રશ્નોના દરેક પ્રતિઉત્તરમાં ચુપકીદી સિવાય તેઓ પાસે અન્ય કશું નહિં હોય. શું તેઓ કહી શકશે કે જેમ આજે તેઓ સિનેમાની ટીકીટબારી ઉપર નવું ચિત્ર રજુ થતાંજ ટોળેટોળા જઇ ચડે છે, તેમ તેઓએ કદિ વારતહેવારે નમાઝ અદા કરવા માટે મજીસ્દ પ્રતિ ધસારો કર્યો છે? શું તેઓએ કદિ રસીક વાંચનોમાંથી ફુરસદ મેળવી ધર્મના કોઇ પુસ્તકો વાંચવાની તકેદારી રાખી છે? શું તેઓએ દાઢીમુછ મુંડાવવામાં જેટલી નિયમિતતા જાળવી છે તેટલી બલ્કે તેનાથી પણ ઓછી નિયમિતતા તેઓએ પોતાના માતપિતાના સેવાની રાખી છે? શું કદિ પોતાના સમાજ માટે કોઈ સેવા આપી છે? શું તેઓએ કદિ સમાજના ખુણેખાંચે રીબાતા ગરિબોની દાદ લીધી છે? શુ તેઓએ કદિ સમાજની ભુતકાળની આબરૂ આજે માટીમાં મળેલી નીહાળી પોતાના અંતરમાં દર્દ અનુભવ્યું છે? "ના" કશું નહિં. આજના યુવાનો પાસે બુદ્ધિનો અભાવ છે, ભલે તેઓ મેટ્રીક પાસ હોય, ભલે તેઓ બી. એ. અને એમ, એ. ની ઉપાધીઓ મેળવી ચુકયા હોય, ભલે તેઓ કોઇ યુરોપીઅન સાહેબ જેવો પહેરવેશ અને દમામ રાખતા હોય, ભલે તેઓ વાતવાતમાં પોતાની અંગ્રેજી બોલવાની આવડતનું પ્રદર્શન કરતા હોય, અને ભલે તેઓ એથી પણ કંઇ વિશેષ હોય, પણ મને લાચારી સાથે જાહેર કરવું પડે છે કે, તેઓ કોમના દુશ્મનો છે, ધર્મ બાગીઓ છે, અસંસ્કારી અને અનપઢ છે, સંસ્કાર અને તેહઝીબના પુતરીઓના વેશમાં સંસ્કૃતિનું લીલામ કરી રહ્યા છે. એવા ફેશનઘેલા પશ્ચિમી રંગોથી રંગાએલા યુવાનો કરતા આપણા અજ્ઞાન અને મેલાઘેલા જેવા દેખાતા લોકો લાખ દરજ્જે સર્વોત્તમ છે; કે જેઓના અંતરમાં કોમ પ્રત્યેની દાઝ છે, મઝહબ પ્રત્યેની ભાવના છે અને કોમની

આબરૂની રક્ષાનો ખ્યાલ છે, અને ઇન્સાનિયતના સંરક્ષણ માટે જેઓનો આત્મા ધડકી રહ્યો છે, એવા અજ્ઞાન પરંતુ કોમપ્રેમી લોકો પર હું પ્રશંસાના પુષ્પો વેરૂ છું, અને ફેશનેબલ યુવાનોને નિરસ્કારૂં છું.

કોમની દુશ્મની કરવાં કરતા અને આજની દુરાચારી અને ગંદા માનવતાથી પણ એવા કલંકીત જીવનમાં જીવવા કરતાં, જ્યાં ઇન્સાનિયત, ધર્મ, સંસ્કાર, સભ્યતા, સત્યતા, તેહઝીબ, ઇજ્જત, સંપ અને મોહબ્બત ઝળકી રહ્યા છે, ત્યાં આવી મસ્તક ઝુકાવવાનું આમંત્રણ આપીએ છીએ, કે જે આમંત્રણ સ્વીકાર્યા પછી તેઓને માનવજીવનની મહાનતા અને મઝહબની મહાનતાનો સત્ય સાક્ષાત્કાર થશે.

એ ફેશને અને એ આંધળી આઝાદીએ આપણા સમાજને કેવી કફોડી અને શરમિંદગી ભરેલી સ્થિતિમા મુકી દીધો છે એ જાણી મારૂં હૃદય દ્રવી ઉઠે છે. લોકોએ મઝહબના આદર્શને ભુલી જઇ પશ્ચિમની લહેરી હવાઓના ગંદા વાએરાઓમાં અટવાયને પોતાનું તથા પોતાની કોમનું જે અકલ્યાણ નોતર્યું છે એ બીનાની ઉંડાણમાં ઉતરતા આપણા કોમી લાગણીથી ધબકતા હૃદયામાં વેદનાઓ છલકી પડે તેવું છે. ફેશન અને સુધારાના નામે લોકોએ જે પાયમાલી નોતરી છે, એ નીહાળીને સમજદાર આંખોમાંથી આસુઓ વહે છે.

ઇંગ્લીશ તાઅલીમ પાસેથી કોટ અને પાટલુનો, ટાઇ અને હેટો મેળવીનેજ જો આપણો ફેશનેબલ પુરૂષવર્ગ શાંત રહ્યો હોત તો પણ ઠીક હતું, પણ તેને તે વેષ પરિવર્તના સાથે સાથે પોતાના આદર્શો, સંસ્કારો, નેક વિચારો, બુદ્ધિ અને ધાર્મિક માન્યતાઓ વગેરે બદલાવી નાખ્યા. કોમી અભિમાન કે કોમ ગૌરવ જેવું કશું પણ તેઓના પાસે રહ્યું નહિં અને એ રીતે આપણા ફેશન દિવાના પુરૂષવર્ગે પોતાનાજ હાથોથી પોતાની કોમની બરબાદી અને પાયમાલીને આમંત્રણ આપ્યું છે.

પુરૂષોની આંધળી આઝાદીથી આપણી કોમને જે ભવ્ય કલંકની ભેટ મળી છે, તેનો ઇતિહાસ હવે આપણે ઢંઢોળી જોઇએ, એટલે આપણને ભાન આવે કે કોમના ઉછાછળા અને વર્ગરવિચારણાવાળા વર્ગે આપણી કોમને દુનિયામાં કયા દરજ્જે મુકી છે.

વિશ્વનો ખુદાનો નિયમ છે કે; જ્યારે માનવીથી એક પાપ થઈ જાય છે ત્યારે એ પાપને છુપાવવા માટે તેને અનેક પાપો કરવાની ફરજ પડે છે, અને ધીમે ધીમે તે પાપો કરવાનો આદી બની જાય છે અને રફતા રફતા તેનું જીવન પાપોથી ખરડાયલું બની જાય છે, અને એ રીતે માનવીની એક નજીવી ભુલ તેને પાપોની હારમાળાઓ પ્રત્યે ખેંચી જાય છે અને સંસારમાં લોકો એવા માનવીના નામ માત્રથી ત્રાસી ઉઠે છે.

ઠીક એવુંજ આપણી કોમ માટે પણ બન્યું છે. એક દિવસે આપણી કોમના એક માનવીએ એક પાપ કર્યું અને એ પાપ ઉપર પડદો નાખવા જતાં તેનું આખું જીવન પાપમય બની ગયું. એ પાપ હતું કોમના લિબાશને ત્યાગવાનું, કોમના આદર્શને ઠોકર મારવાનું, કોમના સંસ્કારોને કચડવાનું અને ધર્મને ભુલી બેસવાનું અને એનું પરિણામ એ આવ્યું કે, આજે આખી કોમ બેફામ, બેદરકાર, અને બદનામ થઈ જઇને લોકજીભે ચર્ચાને પાત્ર બની છે.

અફસોસ છે! આ કરૂણતાએ આપણી કોમની કારકીર્દી ઉપર બેહદ જબ્બર ફટકો લગાવ્યો છે.

પ્રથમ પુરૂષોએ લિબાશને તિલાંજલી આપી તમામ જગતના વિચારકોની નઝરે પોતાની મુર્ખતા સિદ્ધ કરી અને દુનિયાને પુરવાર કરી બતાવ્યું કે, અમે કોમ દ્રોહી છીએ પારકી કોમના

લિબાશ ધારણ કરવામાં તેઓએ શું ગૌરવ મેળવ્યું ? આપણો લિબાસ અન્યકોમ શા માટે ધારણ નથી કરતી ? એવી અસાધારણ વાત પણ એ બહુરૂપીઓએ ન વિચારી અને પોતાની કોમની પ્રતિષ્ઠા સમા એ ભવ્ય અને ગૌરવવંત લિબાશને ત્યાગી વાનરાભિનય કર્યો અને પોતાના પોશાકની સર્વોપરિ મહાનતાને દાટી દીધી.

જગત ઉપર અસ્તિત્વ ધરાવતી નાનામાં નાની કોમથી માંડી અનપઢ અને જાહિલ ગણાતી હિંદુસ્તાની કોમ, મારવાડી કોમ, અને એવી અનેક કોમોએ હજી સુધી પોતાના જાતિ લિબાશને પ્રિય ગણીને ટકાવી રાખ્યો છે. ઘાટીઓ, અને પાટીવાળાઓ જેવા પણ પોતાના જાતિય પહેરવેશમાં, રહેવામાં પોતાનું જાતિય સ્વમાન ગૌરવ લેખે છે, અને પર કોમી લિબાશ ધારણ કરવામાં નાનપ સમજે છે, મઝહબની દુશ્મની સમજે છે. તેઓ ઇચ્છતા નથી કે પોતે પરકોમી પહેરવેશ ધારણ કરીને પોતાના કોમી અભિમાનને ફટકો મારે ત્યારે એથી ઉલ્ટું આપણા જેવા શિક્ષીત, સમજુ અને દાનિશમંદ વર્ગે પોતાની કોમના સ્મરણ ચિન્હ રૂપ લિબાશને કોમમાંથી, જડમુળથી દુર ફેંકી દીધો.

અફસોસ છે ! એવા આંધળા પરદેશી વેશપરિવર્તનના પુજારીઓ ઉપર, કે જેઓએ આંખ ઉઘાડી રાખી વેશપલ્ટાની એકજ ભુલનો આરંભ કરી એજ ભુલના કારણરૂપ અનેક ભુલોને આવકારી પોતાની કોમની ઇઝ્ઝતને બદનામ કરી છે, અને પોતાના મઝહબના ખેરખ્વાહોની લાગણીને દુભાવી છે.

લિબાશ પરિવર્તનની એ મોહજાળે આપણા જીવનમાં કેવા અસંભવીત ફેરફારોની હારમાળાઓ ગોઠવી દીધી છે તેનો હવે વિચાર કરી જોઇએ. વેશનો પલ્ટો થતાંજ પ્રથમ આપણે આપણા આચાર વિચારમાં પલ્ટો લા[illegible]ની જરૂર પડી અને આપણે આપણી

દિની તેહઝીબથી દુર અને દુર નાસવા લાગ્યા. "હા" અને "ના" ની જગ્યા "યસ" અને "નો" એ લીધી. અસ્સલામો અલયકુમ જેવો મધુર અને મઝહબી ગૌરવથી છલકાતો શબ્દ શિષ્ટાચાર પણ દુર ગયો અને તેની જગ્યાએ પણ પરદેશી શબ્દો આવી પડ્યા, અને વેશપલ્ટાની નજીવી શરૂઆતે આપણા પાસેથી જાણે અજાણે આપણી માતૃભાષા પણ છિનવી લીધી. સાદા અને સરળ જીવન ઉપર, પલ્ટાએ અનેક વિધી પલ્ટાઓ લાવી મુકયા અને પરદેશીઓ જેવું મોહભર્યું જીવન વ્યતિત કરવાના આંધળા મોહમાં આપણે નમાઝ, સલાત, રોઝા અને ધાર્મિક કાર્યોથી દુર અને ખુબજ દુર ફેંકાઇ ગયા. અને લિબાશપલ્ટાની એક ભુલે આપણા જીવનમાં ભુલોની પરંપરાઓ ગોઠવી દીધી. અને એટલેથી ન અટકતાં આપણે તંદુરસ્તીને હાનીકર્તા અનેક માર્ગો પણ ચિંધી દીધા અને આપણા ઘણા ભાઇઓ મઝહબે ઇસ્લામના નારવા ઠેરવેલ શરાબ (મદિરા) જેવા પીણાઓના પણ ગુલામ બની ગયા. જીવનને નાશ પંથે નોતરી જનાર એ શરાબ. જીવનમાં અમૃત જેમ સ્થપાય ગયું અને શરાબીઓના પણ આપણે ત્યાં જુથના જુથ તઇયાર થયા એ બદમસ્ત અને માર્ગ ભુલેલા માનવીઓને કોણ સમજાવી શકે કે ?

**ઉફ્ ! યે રંગીનીયે સાગર યે નઝર કા ધોકા**
**અરે કમબખત હલાહલ હે ઇસી શીશે મે :**

**અર્થાત :** કે જે શીશામાં તને રંગીન દુનિયાઓ દેખાંય છે, અરે મુર્ખ ! એ શીશામાં તો હળાહળ વિષ ભર્યું છે. જેમ એક સ્થળે એક કવિ, શરાબ ઉપરથી એક એવોજ બોધપાઠ આપી જાય છે.

**"આઝાદ" હે ઝમાને મે એસી બુરી શરાબ**
**કમબખત છોડતી નહીં ઇજ્જત લીએ બગૈર**

**અર્થાત :** શરાબ એવી નકકામી વસ્તુ છે કે; જે માણસ તેને અપનાવી લે તેની આબરૂ લઇનેજ રહે છે:

છતાં પણ એજ શરાબને શરબત ગણી ગટગટાવનારો એક વિશાળ વર્ગ આપણા સમાજમાં ઉપસ્થિત થયો છે. તંબાકુ, જરદાઓ, કાલાકાંડી અને અનેક કેફી પદાર્થના ભોગીઓનો પણ એક વિશાળ વર્ગ આજે આપણે ત્યાં અસ્તિત્વ ધરાવે છે. તપકીર સુંઘ્યા વગર સુસ્ત રહેનાર અને બીડી સીગારેટના શોખીનો પણ આજે ઝડપી ગતિએ આગેકુચ કરી રહ્યા છે. જગતના દરેક ખરાબમાં ખરાબ અને અનિષ્ટ વ્યસનો આપણા સમાજમાં નાશકારક જંતુઓના જેમ પેસી ગયા છે. એક દિવસ જે સમાજમાં એવી વસ્તુનું નામ લેવું પણ ગુન્હો લેખાતું હતું, એજ આપણા સમાજમાં આજે એવી વસ્તુઓનો ઉપયોગ કરનારાઓ ડગલે અને પગલે જડી આવે છે, અને એ દરેક અનિષ્ટ વ્યસનોની ભેટ આપનાર શરાબ છે. એ નર્કના પીણાએ આપણી કોમના ગૌરવને એક અણછાજતો પ્રહાર કર્યો છે અને આપણી કોમનો સમજદાર અને જવાબદાર વર્ગ એ બદીઓને ફુલવા, ફલવા દેવામાં અટકાયત ન કરી. કોમની આધુનિક સ્થિતિને વધું ગંભીર અને બેડોળ બનાવી રહેલ છે. શરાબને આવકારી આપણી કેવી દુર્દશા થઇ છે, અને કેવા કેવા વિનાશના પંથે દોરી જતા માર્ગો આપણી કોમને ભેટ મળ્યા છે, એ તો આપણે દરેક સમજી શકીએ એવી સામાન્ય બીના બની ગઇ છે, પણ એ શરાબનાશીએ બીજી એથી પણ વિશેષ જે અનિષ્ટ અસરો ઉપજાવી છે તેનું ઊંડાણ આપણે માપી લઇએ. શરાબ પીનાર બેભાન બને છે, શુદ્ધિ, બુદ્ધિ, ગુમાવી દે છે એ તો નિર્વિવાદ બીના છે અને એ ભાન ભુલેલો માનવી જ્યારે શરાબના પીઠામાંથી દુર્ગંધ મારતા મુખે બહાર આવે છે, ત્યાર તે પોતાના કુટુંબની પાંખમાં જવાને બદલે તેના કદમ શહેરના કલંકિત અને ગંદા લત્તાઓ તરફ વળે છે, કારણકે મદારાલય(પીઠા)માંથી બહાર આવતા તેના મિત્રો એવીજ ટેવથી ટેવાયલા હોય છે, અને જ્યાં છડેચોક વ્યભિચાર થાય છે, જ્યાં રૂપ અને યૌવનની લ્હાણ થાય છે, જ્યાં ગીત અને સંગીતના સુમેળ સંધાય છે, એવા રૂપાળા વેશ્યાઓના લત્તાઓમાં એ શરાબી લથડતી ચાલે આવી પુગે છે.

ત્યારે એને ભાન પણ નથી હોતું કે જ્યાં, પોતે યૌવનરસની તૃષા-શાંતી માટે આવે છે, જ્યાં, પોતે જીવનની મિઠાસ મેળવવા આવે છે, જ્યાં, પોતે આત્માના રંજન માટે આવે છે, ત્યાં જીવનની કડવાસ છે, આત્માનું મૃત્યુ છે. યૌવનરસની તૃષાનું શાંત્વન બનતી એ રમણીઓ હાડપિંજરના માળખા હોય છે, તેનો સ્પર્શમાત્ર પણ માંદગીનો ભોગ બનાવી દે છે. ત્યાંના વાજીંત્રો ઉપરથી ઉપસ્થિત થતાં મીઠા સુરોના પડદા પાછળ અનેક તુટેલા ગૃહજીવનોની કરૂણતાઓ હોય છે, અનેક ! છતાં બાપે અનાથ બનેલા બાળકોના નિશ્વાસ હોય છે, અનેક માતાઓની હયાની વરાળ ત્યાંના વાતાવરણમાં ઉકળી કકળી રહી હોય છે, અને અનેક પ્રેમભંગ બનેલી નિર્દોષ પત્નિઓની આહની જવાળા એ રૂપરંગના જલ્સાઓ પાછળ બળતીજ હોય છે. એવું છે, એ નર્કાગાર; છતા પણ શરાબના નશામાં ઉન્મત્ત બનેલો માનવી શાન ભાન ગુમાવી, નુપુરઝણકારથી રણકતા અને સંગીત સુરોથી ગુંજતા પતિતાલયના લત્તાઓમાં પ્રવેશી પોતાની યુવાનીનું શોષણ સ્વીકારે છે. પોતાની માનવતાનું ગળું દાબી દે છે અને ઝિંદગીની મોજ મેળવવાના ઓઠા તળે જીવનમાં મૃત્યુને આવકારે છે.

આજથી થોડાક વર્ષો પુર્વે મુંબઇમાં ઓગસ્ટ માસની એક રળીયામણી પ્રભાતે શહેરમાં દારૂબંધીની યોજના અમલમાં આવી હતી, અને શહેરના પ્રાહકોથી છલકાઇ પડતા હઝારો પીઠાઓના દરવાજે તાળા મારવામાં આવ્યા હતા. એ સમયના સરકારી ખાતાઓના અધિકારીઓને શરાબના પીઠાઓથી પ્રજાકીય સુખાકારી જોખમાય રહી હોવાની શંકા, અને શહેરની છાતી ઉપર દારૂના નશામાં મસ્તી તોફાન અને બીભત્સ ગાળો બકતા લોકોનો પરિચય થયો હતો, અને તેમાંથી ઉપરની યોજના જન્મ પામી હતી, અને મહાસભાના નેતાઓએ પણ વધું પડતા પ્રયાસોએ એ યોજનાને

અમલી બનાવવામાં પણ જબ્બર ફાળો આપ્યો હતો અને એ રીતે તમામ મુંબઈમાં દારૂબંધી થઈ હતી. આછા આછા સ્મરણો આજે પણ મારા હૈયે જડાએલા પડયા છે. એ સરકારી પ્રતિબંધનું પાલન આજે કેટલું અને કેવું થાય છે ? તેની તો મને મુદ્દલ બાતમી નથી, પણ મને લાગે છે કે એ પ્રતિબંધમાંથી એક ભીષણ ભયંકરતાનો જન્મ થયો છે.

સસ્તી તાડીઓના પીઠા જતાં શરાબ નોશી જનતાએ મોંઘા વિદેશી દારૂના પીણાઓ આવકાર્યા, અને વ્હીસકી, રમ, બ્રાન્ડી વગેરે પીણાઓ આજે હિંદના કરોડો રૂપીયા પ્રતિમાસે ખેંચી જાય છે. અને પીધા પછી પીનારના માનસ ઉપર જીવનને મહાન બનાવી દેવાની અને ઉલ્હાસ ઉત્સાહમાં ડુબાવી દેવાની જે ઘેલછા જાગે છે એજ ઘેલછાએ આજે લોકોને વેશ્યાઓના લંપટ સોબતીઓ બનાવી દીધા છે. પાયમાલીનો તણખો એજ કાળમુખી શરાબના પ્યાલામાંથી જન્મો છે. એજ શરાબે આપણી કોમના એક વિશાળ વર્ગને ઈન્સાનિયતથી વિમુખ બનાવ્યો છે. અને શરાબનો આશ્રય લેનાર વ્યકિત જ્યારે લથડતી ચાલે ઘેર આવે છે ત્યારે માતપિતાની મર્યાદા, વહુ બેટીઓની લાજ, ભાઈભાંડુઓના સ્નેહ, અને કુટુંબ પરિવારની ઈઝઝતની દરકાર તેને બીલકુલ હોતી નથી, જેમ આવે તેમ બિભત્સ ગાળો, મારઝુડ અને પાગલ જેવા આચારો કરી તે ગૃહકુટુંબોમાં અળખામણો બની રહે છે અને કદાચ તે બે પઈસા કમાતો હોય તો તેની એ ગોઝારી ટેવ મર્યાદા વટાવી જાય છે. અને પોતાની સત્તાધિકારની ધુનમા ઘરમાં પણ શરાબી મિત્રો અને શરાબને સ્થાપિત કરવા પ્રેરાય છે, એ રીતે તેનું ઘર ધીમે ધીમે શરાબખાનું, જુગારખાનું અને અંતે વ્યભિચારનો અડડો બની રહે છે. એવા શરાબી પતિની પત્નિ પણ એક દિવસ કંટાળે છે અને પતિ જેમ સ્વચ્છંદી જીવન જીવવા કટીબધ્ધ બને છે. કારણ

કે હંમેશા શેતાની તાકત માનવીમાત્રના સ્વભાવપર ઝડપી અને સચોટ અસર કરે છે. એક સદાચારી માનવી દશ દુરાચારીઓને સુધારવામાં નિષ્ફળ બને છે, પણ એક દુરાચારી દશ સદાચારીને આંખના પલકાર માત્રમાં પોતાના પક્ષમાં ખેંચી લે છે. મારા પાસે આજથી આઠ વર્ષ પુર્વેનું એક દ્રષ્ટાંત એજ પ્રકારનું અને શરાબમાં રહેલી ભયંકરતા અને નઠારા મિત્રોની સોહબતનું પરિણામ દેખાડતુ સ્મરણમાં છે. અને આ પ્રસંગે તે લોકોને અંગુલીનિર્દેશ કરવામાં ઉપયોગી નીવડે તેમ હોવાથી રજુ કરૂં છું.



## શરાબથી થતી પાયમાલી !

લગભગ ૧૯૩૬ ની સાલની આ ઘટના છે. વોહરા કોમના વેપારથી ધમધમી રહેલા પ્રિન્સેસ સ્ટ્રીટના લત્તામાં એક વૃદ્ધ વેપારીની કટલેરીની ધીકતી દુકાન હતી. પરસેવો પાડી શ્રમ કરનાર બીચારા એ વૃધ્ધે કુટુંબની ભાવી ચિંતા અર્થે કમાટીપુરાના લત્તામાં એક નાનો જેઓ માળો પણ ખરીદી લીધો હતો, જેની માસિક ભાડાની ચોકખી આવક રૂ. ૧૦૦ જેટલી હતી. આજે તો બિપણ મોંઘવારી છે, પણ યુધ્ધ આગમનના સસ્તા સમયમા તો રૂપીયા સોમા પાંચ, ૭ માણસનું કુટુંબ મુંબઈમાં આસાનીથી પોતાનું ગુજરાન ચલાવી શકે. એ વૃધ્ધને એક સાત વર્ષનો અને એક યુવાન એમ બે પુત્રરત્નો હતા. બાળકોની માતા બાળવયના

મુકીનેજ મરી પરવારી હતી. પિતાને મન આ બે બાળકોજ જીવન-ધન સમાન હતા, બન્નેના જીવનને તાલીમથી સુસજ્જ કરવા અર્થે જેટલો જોઇએ તેટલો ખર્ચ કરવાની વૃદ્ધને તાલાવેલી હતી, નાનો બાળક તો હજી પ્રાથમિક અભ્યાસમાં પગલીઓ પાડી રહ્યો હતો, પણ મોટા પુત્રની કેળવણીને આગળ ધપાવવામાં શક્ય તેટલા પ્રયાસો જારી હતા. બોરીબંદર પાસે એક ભવ્ય નિશાળમાં તેને દાખલ કરવામાં આવ્યો હતો, અંકુશ વગરના યુવાનયુગમાં પિતાએ આપેલી સ્વતંત્રાની દુરપયોગ કરવાની લાગણીઓ વલખાં મારી રહી હતી, પણ એ લાગણીને કુટી પીટીને યોગ્ય આકાર આપનાર કસબી તેને હજી મળ્યો ન્હોતો. અતિ લાડકોડમાં ઉછરેલા યુવાનનું અંતર દિનરાત્રી મન ફાવતી કલ્પના પાંખે વિહાર કરવામાં આનંદ અનુભવતું. પોતાની પ્રિયતમાને બાહુપાસમાં લઇને મોટરમાં વિચરતા માનવીઓના દિલનો તાગ મેળવવા એ બુદ્ધિને ઘસી નાખતો. આંખફરકમાં એક રૂપીયાના નવ રૂપીયા મેળવનારા જુગારી છોકરાઓના જીવન ઉપર તે છાની નઝર રાખતો. એક દિવસ નિશાળમાં દેખાતા અને ચાર દિવસ ગેરહાજર રહેતા ટાપટીપવાળા છોકરાઓ હંમેશા તેના દિલ અને દિમાગ પર ટકોરા મારતા હોય તેવું ભાન હંમેશા તેને રહયા કરતું અને એ અંતરવ્યથાઓમાંથી એક દિવસ તેને જેવો સોબતી તેની કલ્પનામાં રમતો હતો તેવો નિશાળના પ્રવેશદ્વાર પાસેજ આપ મેળે મળી આવ્યો.

એક દિવસ તે નિશાળમાં જરા મોડો પડયો. હંમેશ નિયમિત હાજરી આપનાર યુવાનના હૃદયમાં ગભરાટનો જન્મ થયો. બીજા છોકરાઓના વાંસા ઉપર પટકાતી નેતરની લાકડીથી તેને કોઈ પોતાનો બરડો ભાંગી નાખતું હોય તેવું લાગ્યું, ત્યાંજ તેની આંખ તેનાજ કલાસના એક વિદ્યાર્થી સાથે મળી. તેનાથી સહસા બોલી જવાયું, માસ્તર સાહેબ શિક્ષા કરશે કે કેમ ?

આજે જવુંજ શા માટે જોઇએ? કાલે કહી દેશું કંઇક કામ હતું એટલે નહોતા આવ્યા! યુવાનની હિંમતને ટેકો આપતો ઉત્તર લુચ્ચા હાસ્ય સાથે સંભળાયો,

ત્યારે ઘરે પાછા જશું ? તેને બ્હીતા બ્હીતા પુછ્યું.

હું તો ઘરે જાઉં તો પણ મારા પિતાશ્રી વઢે. હું તો અહિ રખડીનેજ દિવસ ગાળી દઇશ.

યુવાનને લાગ્યું કે ઘરે પાછા જવાં કરતાં અને નિશાળમાં જવા કરતા આ માર્ગ વધુ સુંદર છે. તેના મુખ ઉપર એક હાસ્યની રેખા તરવરી ઉઠી.

"ઇન્સાન ઉપર શઇતાની શકિત ગાલિબ આવી હતી. સત્ય ઉપર અસત્ય વિજેતા બન્યું હતું."

યુવાનના નવા સોબતીએ પોતાની સાથે આજે એક નવો મિત્ર મેળવ્યો. ચોપડીઓ એક ઇરાની રેસ્ટોરંટના વડાને સોંપી દેવામાં આવી અને બન્ને મિત્રો તે દિવસે બગીચાઓ, દરીયાઓ, અને વિવિધ સ્થળો ઉપર ફરી વળ્યા, પણ આટલેથીજ અટકવું તેમને યોગ્ય ન લાગ્યું, અને બે દિવસ પછી પાછા ગેરહજર રહીને અધુરી યાત્રાને પુર્ણ કરવાનો બન્નેએ નિર્ધાર કર્યો.

બન્નેની મિત્રતા દિન પર દિન ગાઢ બની, હવે નિશાળમાં હાજરી કરતાં ગેરહાજરીની સંખ્યા વધુ તીવ્ર હતી.

એક રવિવારે તે દુકાને બેઠો હતો. પિતાજી કામઅર્થે બહાર ગયા હતા. પોસ્ટની ડીલેવરીમાં એક પોસ્ટકાર્ડ આવ્યો. એ હતી સ્કુલના હેડમાસ્તર તરફની ગેરહાજરીની ફરિયાદ, યુવકે અલ્લાહનો આભાર માન્યો અને પોસ્ટકાર્ડને ફાડીને ફેંકી દીધો.

બીજે દિવસે તેણે પોતાના મિત્ર પાસે એ મુંઝવણનો ઉકેલ માંગ્યો. તેનો મિત્ર તો કુટેવો અને ચાલબાજીઓમાં પારંગત હતો, તુરતજ એ મુંઝવણનો પણ નિકાલ કરી આપ્યો. યુવકનું નામ નિશાળના રજીસ્ટર્ડમાંથી છેકાવી નાખ્યું, અને નામ કાઢી નાખવાથી બે લાભ થયા હોવાની સુચના આપી.

એક તો મા બાપ સુધી ગેરહાજરીની ફરીયાદ નહિં પુગે અને બીજો લાભ નિશાળની મોટી જેવી ફી ના પઇસા મોજશોખના માર્ગમાં ઉપયોગી બનશે, યુવકના હૃદયને સંતુષ્ટતા વ્યાપી.

વૃધ્ધ પિતા જુનવાણી વિચારનો અને અજ્ઞાન હતો, એટલે પુત્રની ચાલબાજીઓ અને છલકપટની વાસ સુંઘ્યાં તેને ન આવી, અને એ રીતે તેનો પુત્ર સવારે નિશાળે જવાને બ્હાને ઘરેથી નીકળી મોજશોખ અને રખડવામાં મશગુલ બન્યો. રફતા રફતા નિત્યના ખર્ચ માટે મળતો એક રૂપીયો તેને ઓછો પડવા લાગ્યો. ચોપડીઓ, રબર, પેનસીલ, કોપીબુકો, લેખનકળાઓ ઇત્યાદી ખરીદવાના બહાના કરી વધુ અને વધુ પઇસા મેળવવામાંજ હવે તે ગુંથાએલો રહેતો. અહિં પિતાનું અંતર પુત્ર પાછળ કેળવણીમાં પઇસા ખર્ચતા હર્ષથી છલકાઇ પડતું, જેમ જેમ ખર્ચ વધતું ગયું, તેમ તેમ પઇસા પેદા કરવાના નવા નવા માર્ગ તેના મિત્ર તરફથી ચીંધાતા રહ્યા, હવે તે ઘરમાંથી નાની નાની ચોરી કરતાં પણ શીખી ગયો હતો, તેને કયાં ખબર હતી કે તેની આ નાની ટેવ એક દિવસ મોટું સ્વરૂપ અખ્તીયાર કરી તેનું જીવન અધોગતિના આરે મુકી દેશે.

ધીમે ધીમે સીનેમા અને નાટકે તેના યૌવનમાં ઉશ્કેરાટ લાવી મુકયો. પિતા પાસેથી પઇસા માંગવામાં તેને પોતાની જીવન કિતાબના પાના ખુલ્લા થઇ જવાનો ડર હતો, એટલે જ્યારે એક

દિવસ તે ખુબ અકડાયો ત્યારે તેને ઘરમાંથી પોતાની મરહુમ માતાનો એક કિંમતી સોનાનો હાર લક્ડાવ્યો. તેનો સ્વાર્થી મિત્ર જ્યાં સુધી તેના જીવન સાથે પડછાયા રૂપે સંકડાયો હતો ત્યાં સુધી તેના માટે દરેક આફતોમાંથી પસાર થઈ જવાની અનેક યુક્તિ પ્રયુક્તિઓ હાજર જ હતી. અવનવા છળપ્રપંચો કેમ કરવા એવા અનિષ્ઠ શિક્ષણો તેના જીવનમાં મળ્યાજ કરતા; મિત્ર તેને મારવાડીને ત્યાં લઇ ગયો, અને હારનો રૂ. ત્રણસોમાં સોદો પતાવી નાખ્યો.

મારવાડીની એ લાલ-લીલા રંગે રંગાએલી દુકાનો એ પણ પ્રજાના માટે શ્રાપ સમાન છે. માનવીનું દૌલતરૂપી હીર ચુસી લેવું એજ આ વર્ગની નીતિ હોય છે, કોટ પાટલુનથી લઇને તમામ વસ્તુઓ પાછળ પૈસા ધીરનાર આ લોહી તરસો વેપારી પણ આવા બનાવોમાં તથા કોમના કંગાળ વર્ગને વધુ કંગાળ બનાવી દેવામાં ખુબજ અગ્ર ભાગ ભજવે છે. એની ચુંગાલમાં ફસાયા પછી તેના ચક્રવર્તી વ્યાજમાંથી છુટવું ખુબજ અશક્ય બની જાય છે. ભિંડી બજારમાં આપણા અનેક ગરીબ વર્ગના ભાઇઓ આ રાક્ષસી વેપારીઓની ભિંસમા અહર્નીસ ભિંસાતાજ રહે છે. કોમના કોઇ પણ પ્રતિષ્ઠ આગેવાન તરફથી યા ખુદ કોમના બાહુબળથીજ એક એવી સંસ્થા સ્થાપવીજ જોઇએ, કે જે મારવાડીના દ્વારે જઈ આર્થિક મદદ મેળવતા લોકોને યોગ્ય કારણો તપાસી તેની યોગ્યતા પ્રમાણે નાણા ધીરી શકે. આપણી વિશાળ કોમના નજરે ચડતી અનેક ખોટમાં આ પણ એક અદ્રશ્ય અને અત્યંત જરૂરી ખોટ છે, અને જો એવી કોઇ સંસ્થા કાબિલ અને કોમી દાઝ ધરાવતા ભાઇઓને રોકી સ્થાપવામાં આવે તો વ્યાજના નામે પ્રતિમાસ, ગરીબોના ખેંચાઈ જતાં હઝારો રૂપીયા કોમમાંથી બચાવી શકાય. આ સંસ્થાનુ ઉત્પાદન અને તેની સંચાલન પધ્ધતિ કયા પ્રકારની હોવી જોઇએ તેની ચર્ચામાં હું હવે પછી કોઇ દિવસ જરૂર ઉતરીશ.

પરંતુ કોમને ઉત્કર્ષ પંથે લઈ જવામાં આ એક જરૂરી સંસ્થા બની રહે તેમ છે, તે પ્રત્યે કોમના જવાબદાર વર્ગનો, લક્ષ દોરવાની મારી નમ્ર વિનંતી છે.

રૂ. ૫૦૦ની કિંમતનાં રૂ. ત્રણસો મેળવી યુવાનનું હૃદય હાસ્ય પુલકિત બન્યું. હવે ત્રણસો રૂપીઆ કેમ વાપરવા એજ ચિંતાએ તેના મગજને ઘેરી લીધું, અને એમ હારના પઈસાથી તેને પોતાનો મોજ શોખ પંપાળવો શરૂ કર્યો.

એક દીવસ બગલમાં નિશાળની ચોપડીઓ દબાવી સીનેમાના કંપાઉંડમાં ફરતા યુવક તરફ તેના એક સ્નેહીની દૃષ્ટે ગઈ. સ્નેહીને કલ્પના કરતાં વાર ન લાગી. તેણે તુરત જ યુવકના પિતા પાસે જઈ એ પ્રસ્તાવ રજુ કર્યો, પુત્રના જીવન વિષે આકસ્મિક, આજે પ્રથમ સમય આવો આક્ષેપ સાંભળી વૃધ્ધ પિતા ચોંકી પડયો, તેનુ હૃદય એ વાતને માન્ય રાખવા તૈયાર ન્હોતુ, તેને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે પોતે જેને ચાલાક આદર્શ અને ધીરીરતા સમાન પુત્ર સમજે છે, તે આવું કાર્ય કરે! પણ સ્નેહીના શબ્દો માન્યા વગર છુટકો ન્હોતો.

બીજે દીવસે તેને ચોરી છુપીથી પુત્રના જીવનની પ્રદક્ષિણા શરૂ કરી. સવારથી સાંજ સુધી તે પડછાયાની જેમ પુત્રના પાછળ ફર્યો. પુત્ર પ્રત્યેની જે ભલી લાગણીઓ તેના અંતરમાં હતી, તે સર્વ ઉડી ગઈ. પુત્રની પ્રતિષ્ઠાનો જે ખ્યાલ દિલમાં હતો તે ભાંગી પડયો. પુત્રની જીંદગીની કિતાબના કાળા પાનાઓ એકાએક પિતા પાસે ખુલ્લા પડી ગયા. નિશાળ જવાને બહાને ઘરેથી નીકળતા પુત્રને તેને સીનેમાથી લઈ દારૂના પીઠાઓ સુધી ઘુમતો જોયો, થોડાંક ઉન્હા આંસુઓ વૃધ્ધ આંખોમાંથી નીકળી પૃથ્વી પર ઢળી પડયા.

અતિશ્ય લાડકોડ કેવા પરીણામ ઉપસ્થિત કરી શકે છે, તેનું આ પિતા પુત્રનું જીવન મહાન ઉદાહરણ છે. માત પિતાઓએ સંતાનો પ્રત્યે મર્યાદીત લાડકોડ રાખવા જોઇએ. માતપિતાના અતિપ્રેમમાં ડુબ્યા રહેતા સંતાનો વડિલોની લાગણી અને મમતાનો દુરઉપયોગ કરવા પ્રેરાય છે એ નિઃશંક બીના છે, શ્રીમંતોના સંતાનો હંમેશા શીક્ષણ, સભ્યતા, વિવેક અને શિષ્ટાચારમાં ખુબ જ પછાત હોય છે, એવા અનેક માતાપિતાઓથી હું વાકેફ છું કે જેઓ "પુત્ર આંખો સામે રહે" એવા વેવલાવેડા કરીને પુત્રને દુર દેશની સારી સ્કુલો અને બોર્ડિંગમાં મોકલતા અચકાય છે, અને તેનું જીવન પોતાના અતિશ્ય પ્રેમમાં મસ્ત રહીને અનુભવવિહોણું, આદર્શવીનાનુ અને અજ્ઞાન ઘડે છે. આપણી બોર્ડિંગો અને સ્કુલોની ખિલવણી થઇ શકતી નથી તેનું આ પણ એક મુખ્ય કારણ છે. આપણામાં એક એવાજ પ્રકારની માન્યતા ઘર કરી બેસી છે, કે બોર્ડિંગ જેવી સંસ્થાઓ ફકત મસ્તી તોફાન કરનાર અને માબાપ વગરના સંતાનો માટે જ છે. પણ એ માન્યતા તદન નિર્થક છે, મા બાપનું કર્તવ્ય હોવું જોઇએ, કે તેના પુત્રનું ભવિષ્ય પોતાના લાડકોડમાં વધુ બેડોળ ન બનાવે. પ્રેમઘેલા માતપિતા સંતાનોનું ઉચ્ચ ઘડતર કરવામા સો એ સો ટકા નિષ્ફળ નિવડે છે. એક પુરાતન કહેવત છે કે; "પારકી મા કાન વિંધે." એ કહેવત તદન સત્ય છે. જ્યાં સુધી આપણા સંતાનોનું જીવન પારકા હાથે ન ઘડાય ત્યાં સુધી તે અર્થ વગરનું જ બની રહે છે. ઉપરના દૃષ્ટાંતમાં પણ તેના પિતાએ આપેલી વધું પડતી સ્વતંત્રાએ યુવકનું જીવન સ્વછંદી બનાવી દીધું હતું. પુત્રને કદિ ઉંચા સાદે એક શબ્દ પણ ન બોલનાર પિતા ધ્રુજી ઉઠયો. જે પુત્રના લાલનપાલનમાં તલભાર પણ ઉણપ ન આવવા દીધી હતી તેને કઠોરતાથી ઠપકો આપવાનો વીચાર પણ પિતાના અંતરમાં કાંટા ભોંકી રહ્યો હતો. પુત્રની વર્તણુંક પર આંસુ સારવા સિવાય હેતાળ પિતા પાસે આજે કોઈ માર્ગ ન્હોતો.

એક દિવસ તેણે પુત્રને દુકાને બેસાડી હેત ભર્યો ઠપકો આપ્યો, અને કુટુંબીક પ્રતિષ્ઠાનો ખ્યાલ આપ્યો, પણ પ્રેમભર્યો ઠપકો તો છકી ગએલા પુત્રના દર્દની દવા બની ગયો. તેના દિલને આશ્વાશન મળી ગયું કે પિતા પોતાની દરેક ટેવથી વાકિફગાર છે, એટલે હવે ડરવાની કે સંકોચ રાખવાની કશી જરૂર નથી. શેતાની માર્ગ પર દોડયા જતા પુત્રને તો આ વલણથી પ્રોત્સાહન મળ્યુ, હું જે માર્ગ પર જઇ રહ્યો છું એ ધારવા જેટલો ખરાબ તો નહિજ હોય, નહિતો પિતાજી મને કઠોર ઠપકો આપતે, આકરી સજા આપતે. બિચારો બાપ ! શીખામણના બે ચાર શબ્દો કહી નિશ્વાસ નાખી બેસી રહ્યો.

થોડાક વધુ દિવસો પસાર થયા પણ પુત્રતો સુધરવાને બદલે વધુ પાયમાલીના પંથે આગળ ધપી રહ્યો હતો, વૃધ્ધ બાપની કે નાના ભાઇના ભાવિની ચિંતા તેને મુદ્દલ ન્હોતી, હવે તો તે બાપ પાસેથી બળજબરીથી પણ પઇસા લઇ જઇ પોતાની કુટેવો પોષતો. જુગાર, સીનેમાં, અને દારૂની દુનિયામાં રચ્યા પચ્યા રહેતા પુત્રની કઢંગી જિંદગીને નીહાળી વૃધ્ધના હૃદયમાં એક પ્રશ્ન ઉઠયો.

હવે શું કરવું ? શું થશે ? અને કોને ફરયાદ કરવી ? પુત્રના ભાવિ વિષે તે કલાકોના કલાક વિચારણા કરતો, અંતે એક દિવસ તેના દિલમાં આશાનો એક આછો ચમકાર ચમકી ગયો, તેના નયનોમા એક પ્રગટ તેજ ઝળકી ઉઠયું, તેને લાગ્યું કે આ તેજ કદિ પોતાના જીવનના ગાઢ અંધકારમાં તેજ પાથરી જશે, પોતાના ગૃહ જીવનની વર્ષોજુની સડેલી વ્યવસ્થાને નવી બનાવી દેશે, અને વૃધ્ધના નિર્બળ પગોમાં જાણે શકિત નો નવલસંચાર થયો અને તેણે પુત્રના લગ્ન કરી નાખવાનો મક્કમ ઇરાદો ઘડી કાઢયો. તેને લાગ્યું કે આ એકજ રસ્તો છે કે જેથી મારા પુત્રના જીવનને સુધારી શકાશે.

દિવસો પાણીના રેલાની જેમ પસાર થાય છે, એક દિવસે પિતાની મુરાદ બર આવી, પુત્ર માટે ખુબસુરત, આદર્શ અને શિક્ષીત વહુરાણીની તપાસ પૂર્ણ થઈ, પૈસો ઠીક ઠીક હતો બજારમાં આંટ સારી હતી, એક આબરૂદાર વેપારીની આદર્શકન્યા ઉપર નઝર કરી. પિતાએ પુત્રનું માંગુ નાખ્યું, સ્વીકાર થયો અને એક નેક ઘડીએ ધુમધામથી વિવાહ પણ ઉકલી ગયા.

જેમ વાદળાઓમાંથી રૂપેરી તેજના અંબાર લઈને ચંદ્રમાં પધારે તેમ વૃધ્ધના ઘરમાં ઘુંઘટમાં લપાતી છુપાતી, ચંદ્રમાં જેવું રૂપ પ્રસારતી, સંકોચાતી, શરમાતી એક આશા ભરી કન્યા આવી પુગી. વીવાહ, એ કન્યાના જીવનની પરીપૂર્ણતા છે. માતપિતાના, પોતાના ઘરમાં પારકી બનીને જન્મ લેનાર દીકરીને એક દિવસે પારકા ઘરને પોતાનું બનાવવા જવું પડે છે. પોતાનાઓને પારકા અને પારકાઓને પોતાના બનાવવા પડે છે. સ્નેહઘેલી માતાને મુકવી પડે છે, ભાવનાશાળી પિતાનો ત્યાગ કરવો પડે છે, ભાઈ અને બ્હેનોના હેત અને સ્નેહને હઈયે ભાર મુકીને અડગા કરવાં પડે છે, કેવી આકરી કસોટી, કેવું જ્વલંત બલીદાન, સ્રીને નિર્બળ કહેનાર વર્ગ, મુર્ખ છે, પર-ઘરને નિજઘર બનાવનાર આવી નિર્દોષ બાળાઓ પ્રત્યે કઠોર વર્તન કરનાર પતિરાજો અને જુલ્મી શાસન કરનાર સાસુઓ ઉપર ધિક્કાર હજો.

વૃધ્ધ પિતાનું દિલ તો હર્ષથી છલકાય પડયું, વર્ષો સુના ઘરમાં ચેતન આવ્યું, આદર્શ પતિના સહવાસમાં સુખરૂપ જીવન વ્યતિત કરવાના રૂપાળા મનોરથો અને મોંઘેરી આશાઓને લઈને તે પતિગૃહે આવી. પાંચ પંદર દિવસ તો ઘરમાં સ્વર્ગીય વાતાવરણ રહ્યું. પણ પછી તેના પતિની જુની ટેવો તાઝી થવાની શરૂઆત થઈ. નિત નવા રૂપ ઉપર ભમનાર ભમ્ર ઉડી ગયો, એજ જુનો જુગારી,

શરાબી, વ્યભિચારી, લુચ્ચો લફંગો પુત્ર પોતાની કળાથી ઝળકી ઉઠ્યો. ઘરમાં અશાંતીના વાદળા ઘેરાયા, નવી વહુની હવાઈ ઈમારત ઝેહરી હવાના એકજ ઝપાટે ઝમીનદોસ્ત બની. આશાઓ ખિલ્યા પહેલા કરમાય ગઈ ' પારકા ઘરને પોતાનું બનાવવા આવેલી કન્યા બિચારી પારકા જેવી થઇ પડી. અબોલ બિચારી! નવી નવી! સાસુ વિહોણી! દિનરાત્રી આંસુઓ લુછી બેસી રહી.

એક દિવસ પુત્રની કુટેવે મર્યાદા મુકી. શરાબની બોટલ લઇને તે ઘરે આવ્યો. વૃધ્ધ પિતાના દિલમાં ન શમી શકે તેવી ભવ્ય અગ્નિ શીખાઓ પ્રજ્વળી ઉઠી! તેના રોમે રોમ કંપી ઉઠયા! હવે પુત્રનું જીવન સુધારવું આકાશ કુસુમવત હતું. એવો વિચાર તેના મગજમાં જડ ઘાલી બેઠો અને પુત્રની ગેરહાજરીમાં તે વહુ પાસે ચોધાર આંસુએ રડી પડયો અને કહ્યું, "બેટી"! મ્હે ધાર્યું હતું કે વિવાહ પછી હું મારા લાડકવાયા પુત્રનું જીવન સુમાર્ગે લાવી શકીસ. પણ ગઈ કાલે તેના કઠોર વર્તને મારી આશાઓ છિન્ન ભિન્ન કરી નાખી છે, "બેટી" મારા પુત્રના સુખ માટે મ્હે તારા જીવનમાં દુ:ખ પાથરી દીધા, પરવરદિગાર મને આ અત્યાચારની ક્ષમા નહી આપે.

"પિતાજી ! આ શું કહોછો ? આમ હિંમત હારવાથી શું થશે. જે બનવાનું હોય એ તો બન્યા જ કરે છે, સબ્ર અને સંતોષ રાખી કાર્ય કરતા રહેવું, ખુદા કાર્યનું ફળ જરૂર આપશે. એમને સુધારવા માટે કાલ સુધી તમે એકલા હતા, આજે હું પણ સાથે છું. આપણે બન્ને મળીને એમને સુધારશું" અને એટલું બોલી તે રૂંધાતા કંઠે રસોડા પ્રતિ ચાલી ગઈ.

વૃધ્ધના દિલમાં હોળી પ્રગટી ઉઠી, પોતે સ્વાર્થમાં અંધ બની અક્ષમ્ય અન્યાય કર્યો છે. એક નિર્દોષ અબળાનું જીવન લુંટી કચડી

નાખ્યું છે, નિર્દયતાની સીમા વટાવી દીધી છે, એ વિચાર આવતાં જ વૃધ્ધના ગાત્રોશિતિલ બની ગયા, શરીરની શકિત જાણે કે હણાય ગઈ, અને બિચારો વૃધ્ધ શૂન્યમુન્ય બની કોચમાં ફસડાઇ પડયો. વિંછીના ડંખ અને ઘવાએલા હઇયા જેને અનુભવ્યા હોય તેજ જાણે.

એક વખત એ ઘરમાં વળી એક નવો બનાવ બન્યો. લથડતી ચાલે રાત્રે બે વાગે દરવાઝા ઉપર જોરદાર થપાટો મારતો યુવક આવી પહોંચ્યો. દરવાજો ઉઘાડી પત્નીએ પતિદેવની દશા જોઇ, માથા ઉપર ટોપી ન્હોતી, ખમીસમાંથી સોનાના બટન કોઇએ કાઢી લીધા હતા, તેના હૃદયને એક આંચકો લાગ્યો, અને આજે પહેલીવાર તે પતિ ઉપર છંછેડાઇ ઉઠી.

" સોનાના બટન કયાં મુકી આવ્યા. "? પત્નીએ આવેશથી પુછ્યું.

" જહન્નમમાં સા...લી તું મને પુછનાર કોણ ? " યુવકની જીભે ગોટા વાળવા શરૂ કર્યા.

" તમારે બતાવવું જ પડશે બોલો બટન કયાં છે ? "

" બ...ટ...ન લે. " કહી તેણે પત્નીને પાસે પડેલી લાકડી લઇને ખુબ ફટકાવી કાઢી.

વૃધ્ધ પિતાએ ચીરાતા હૃદયે આ બધું સાંભળ્યું, બારણું ઉઘાડી તે પુત્રના ઓરડામાં આવ્યો, અને નિર્દોષ બાળાને પડતા મારની વચ્ચે પડયો, નશામાં ચકચુર પુત્રે પિતાના શરીર ઉપર પણ ઘા કર્યો. પત્નીએ વૃધ્ધ પિતાને નમ્ર સાદે વિનવણી કરતા કહ્યુ " તમે ચાલ્યા જાવ. હું એમને સમજાવી દઇશ "

પણ વૃધ્ધનો હેતાળ સ્વભાવ આજે પલટાયો હતો, તેનું વાત્સલ્ય આજે ક્રોધના વિશાળ દાવાનળમાં ભસ્મીભુત બન્યું હતું, સહન-

સિલતાએ આજે સીમા વટાવી હતી, પુત્રના હાથમાંથી લાકડી આંચકી લઈ તેને બળપુર્વક ફટકાવવો શરૂ કર્યો. પતિવ્રતા પત્ની વચ્ચે પડી લાકડીના એક બે ફટકા તેના કોમળ શરીર ઉપર ઝીંકાયા, વૃધ્ધ કંપી ઉઠયો, લાકડી તેના હાથમાંથી છુટી ગઇ અને તે ગળગળા સાદે બોલી ઉઠયો. " બેટી ! " ક્ષમા કરજે મારી હવે સાઠીએ બુધ્ધિ નાઠી છે, તારા જેવી નિર્દોષનું જીવન મ્હે મારા સ્વાર્થના કારણે અગ્નિમાં ફેંકી દીધું તેની કુદરતે મને આ સજા આપી છે, પણ યાદ રાખજે " બેટી " તારા અને મારા જીવનનુ સુખ લુટી લેનાર આ નીચ નરાધમને પરવરદિગાર કદિ સુખ નહિ આપે.

" એવું ન બોલો " પિતાજી " બાળાએ ચીસ પાડી. "

" હું સાચુ જ કહુછું બેટી " એ બેવકુફ જીવવાને પણ લાયક નથી " અને વૃધ્ધ પોતાના રૂમમાં ચાલ્યો ગયો, રાત્રીની નિરવ શાંતિમાં વૃધ્ધના દિલમાંથી સરેલો નિશ્વાસ બાળાના કાનો ઉપર સ્પષ્ટ સમજાયો, અને તેનું મગજ હવે પછી ઉપસ્થિત થનારા અમંગલ પ્રસંગોની હારમાળામાં ગુંથાયુ. દુ:ખના અસીમ ભારથી અને પ્રશ્ચાતાપના મહાન દુ:ખથી બળી જળી રહેલા વૃધ્ધ પિતાનો નિશ્વાસ પોતાના પતિને કઈ દુર્દશા પંથે લઈ જશે, એ ભ્રમણાઓ તેણીને પરેશાન કરી રહી હતી.

ધરતીકંપના એકજ આંચકાથી ઝમીનમાં જેમ ચીરડાઓ પડી જાય તેમ વૃધ્ધના અંતરમાં આ બનાવથી ચીરડાઓ પડી ગયા, તેનું જીવન અસીમ ભારથી લદાય પડયું, અશ્કય વેદનાઓએ વૃધ્ધને માંદગીના બિછાને નાખ્યો. પુત્રલક્ષણથી ત્રાસેલા પિતાની ઝિંદગી હવે ઝિંદગીના છેલ્લા શ્વાસોનો હિસાબ ચુકવી રહી હતી. પુત્ર તો પીઠાઓમા જ રખડી રહ્યો હતો, ભાભી અને દિયર વૃધ્ધની

સારવાર કરી રહ્યા હતા. પણ એ સારવાર હવે વૃધ્ધને ઝિંદગી પાછી આપવા અસમર્થ હતી. ડૉક્ટરોએ પણ આશા મુકી દીધી હતી અને છેલ્લે દવા આપવાનો પણ સ્પષ્ટ ઈન્કાર કરી દીધો.

ઝિંદગીના અંતીમ શ્વાસ સુધી પોતાના સંતાન માટે પઈસો, પ્રેમ, માયા મોહબ્બત, બધું આપ્યું હતું, એ પુત્ર પોતાના અંત સમયે સારવાર કરવી તો એક તરફ, પણ ખબર સુધ્ધાં નહિ લે, એવી આશા કોને હોય ?

જેમ સાગરના મોજાઓ ખડક સાથે અફડાય પછાળા ખાયને પણ તેને ભેટવા દોડેછે, તેમ માંદગીની પથારીએ પડેલા વૃધ્ધનું હૃદય દુરાચારી પુત્રના દર્શન માટે તરફડી રહ્યું, તે પુત્ર પ્રેમની લાગણીઓ દબાવી ન શક્યો, અંતિમ સમયે પુત્રનું મુખ જોવાની તિવ્ર ઉત્કંઠા તેના હૃદયમાં જાગી ઉઠી, પણ પુત્રતો બે દિવસ થયા ઘરે પણ ન્હોતો આવ્યો, દુકાનના માણસોને તેની શોધ માટે મોકલામાં આવ્યા પણ મુંબઈ નગરીના વિશાળ પટ ઉપર અંધારા ખુણે કોઈક, નર્કાગારમાં સડતો પુત્ર, મળે ક્યાંથી? માણસો નીરાશ થઈ પાછા આવ્યા.

વૃધ્ધનું શરીર ખેંચાયું, આઘાતથી તેની વાચા પણ બંધ પડી ગઈ. પુત્રમિલનની આશા દિલમાં પડખાઓ બદલી રહી હતી અને એ આશાનો ભાર જાણેકે શ્વાસોને કહી રહ્યો હતો કે. ......

જ..રા થો...ભો ! જરા...થોભો ! કયાંક પુત્રના દર્શનની ઉમ્મીદ મને કબરમાં સાથે ન લઈ જવી પડે. ધન્ય છે માતપિતાના આવા પૂજ્ય આત્માઓને, કે જે કચડાય, છુંદાય, તિરસકૃત બનીને પણ પુત્રના પ્રેમને હૃદયના એક ખુણે સ્નેહભાવે સ્થાપી શકે છે.

કાળને કોણ થંભાવી શકે ? એ ઘડી પણ આવી પહોંચી કે

વૃધ્ધ એક બે હિંચકીઓ લઇને આ અસાર સંસારને ત્યાગી ખુદાની રહેમતમાં પહોંચ્યો.

**કાહી હિંચકી હૈ કે રૂખસત હો ગયા બિમારે ગમ**
**એક હિંચકી મોતકી ઔર એક ઉનકી યાદકી !**

ભાભી અને દિયરે આકાશને, પૃથ્વીને થંભાવી દે તેવા રૂદન કલ્પાંત કર્યાં, અને વૃધ્ધની અંતીમ ક્રીયા કરી, આદર્શ અને શિક્ષીત બાળાએ પોતના નાના દિયરને માતાની જેમ પોતાની ગોદમાં છુપાવી લીધો. અને એ બદનસીબ પિતા......જે પુત્રના ઉત્કર્ષ પાછળ પોતાનું તમામ જીવન નીચોવી ગયો હતો, તે પોતાના અંતિમ સમયે પુત્રના કાંધા ઉપર પણ ન ચઢી શકયો વિધીની કેવી વિચિત્રતા ! એ દિવસ પછી દારૂના નશામા ડોલતો યુવાન જ્યારે ઘેર આવ્યો ત્યારે વૃધ્ધ પિતાના મૃત્યુ સમાચાર સાંભળ્યા, અને નશામાં ખડખડાટ હાસ્ય કરી ઘર ભરી દીધું. એ હાસ્ય હતું, ધન દૌલત પોતાના કબ્જામાં આવવાનું, સત્તા અને આપખુદીનું. દુકાન હાથમાં આવતાંજ મર્યાદામાં રહેલા મોજશોખોએ માઝા મુકી અને સ્વાર્થી મિત્રોએ તેની આસપાસ ઘેરો ઘાલ્યો, એક બે વેસ્યાઓ પણ પોતાના આ મઝેદાર શિકારને પીછાણી લીધો અને વૃધ્ધ પિતાના શ્રમ અને પરસેવાથી સ્થાપિત થએલું ધન ઘરમાંથી ઘોડા વેગે વિદાય લેવા માંડયું. નાના ભાઇની કાકલુદી, પત્નિની વિનવણીઓ, જુના નોકરોની આજીજીઓ, એ બધું વ્યર્થ ગયું, અને એક દિવસ જે થવાનું હતું તે થઇને રહ્યું.

દુકાનમાં માલ ન રહી, વેપાર પડી ભાંગવાથી દુકાન બંધ કરવી પડી, વિશાળ ઘરને ખાલી કરીને એક નાની જેવી ઓરડીમાં રહેવાની ફરજ પડી અને ફકત કમાટીપુરાના મકાન ઉપર જીવવાનો વારો આવ્યો, વિશાળ મકાનમાં વસેલા યુવાનને અંધકાર ભરી

ખોલીમાં શ્વાસ રૂંધાવો શરૂ થયો અને તેને પોતાના ઘરની માલિકીના મકાનને પણ વેંહચી નાંખ્યું, અને તેમાંથી મેળવેલા રૂા. ૧૫૦૦૦) રેસ, શરાબ અને વેશ્યાના ફંદામાં બે ચાર માસમાંજ ગુમાવી દીધા. આજે તે બાવો બન્યો છે. ભુતકાળનું જીવનનાટક તેને ભુત બની ડારી રહ્યું છે. નાનો ભાઈ અભ્યાસક્રમ છોડી નલબજારમાં એક દુકાને નોકરી કરી રહ્યો છે, અને મોટો ભાઇ શરાબ અને વ્યભિચારથી રોગીષ્ટ બનેલું જીર્ણ શરીર લઈ અહીં તહીં બે પૈસા પયદા કરવાના ફાંફાં માર્યા કરે છે. અને એ રીતે આપણી કોમનો ફેશનઘેલો યુવાન વિકટ પરિસ્થીતિમાં શ્વાસ લઇ રહ્યો છે.

ઉપરની ઘટના એક તદ્દન સત્ય ઘટના છે. આવા ઉદાહરણો તો આપણા સમાજમાં ડગલે અને પગલે મળી રહે છે. જેઓ આટલું જાણવા છતાં પણ પોતાના જીવનને સુમાર્ગે નથી લાવી શકતા તેઓનું પરિણામ અંતે ઉપરના કિસ્સા જેવુંજ આવશે એ નિ:શક અને સચોડ બીના છે. આજના શરાબ, વ્યભિચાર અને કુટેવના ભોગ બનેલા યુવાનો ઉપરની સત્ય ઘટના પરથી ધડો લઇ પોતાના જીવનનું ભલું ઇચ્છે એજ અભ્યર્થના.

ઉપરના કિસ્સામાં યુવાનની પત્ની આદર્શ અને શિક્ષીત હતી એટલે તે અંત સુધી પોતાના ધર્મ ધ્યેય ઉપર અટલ રહી પણ આજે તો ઘણા યુવાનોએ પોતાના પતનના સાથે સાથે પોતાની પત્નીની પણ આંગળી ઝાલી છે. ઇસ્લામે સ્ત્રીઓને લાજ મર્યાદાનું રક્ષણ કરવાર્થે પરદા (બુરખા) જેવી સર્વ શ્રેષ્ઠ વસ્તુની ભેટ કરી છે. સ્ત્રીઓએ હંમેશા પર પુરૂષોથી બચવા માટે પરદામાં રહેવું જોઇએ. ઘરની ચાર દીવાલમાં ગૃહકાર્યનું સંચાલન કરવું જોઇએ. પતિની સેવા અને પોતાના સંતાનોની પરવરીશમાં મગ્ન રહેવું જોઇએ. પણ આજની સ્ત્રી શક્તિ પરદા સામે બંડ જગાવે છે. ઘરની ચાર દીવાલમાં રહેવાની સ્પષ્ટ ના પાડે છે. સંતાનોની

પરવરીશ માટે આયાઓ રાખવાનો દંભ સેવે છે. અને સ્ત્રીના મહાનગુણ અને આદર્શોને ઠોકર મારી પોતે સ્વતંત્ર બની છે એવી "પુકાર" કરે છે.

એવી સ્ત્રીઓ ભલે પોતાને સુધરેલી અને સ્વતંત્ર લેખતી હોય ભલે પોતાને આદર્શ અને તાઅલીમયાફ્તા સમજતી હોય પણ મારી સજ્જડ માન્યતા છે, કે એવી નારીઓ આપણા સમાજનું કલંક છે, નારિત્વની પ્રતિષ્ઠાનું અપમાન છે. એવી ધર્મભ્રષ્ટ થએલી નારીઓ આજના નારી સમાજની કલંકીત કથા સમાન છે. જો સ્ત્રીઓ આવા ગંદા અને બિનપાએદાર તકલાદી જીવનને આદર્શ અને સર્વગુણ સંપન્ન સમજતી હોય તો તે ભીંત ભુલે છે, જો કેળવણીનો અર્થ સ્ત્રી આવા જીવનને અપનાવવામાં કરતી હોય તો એવી કેળવણીને આગ લગાડી દેવી જોઇએ, કેળવણી અને સ્વતંત્રતાના નામે જે સમાજમાં સ્ત્રીઓ પોતાના સમાજના બંધારણો અને મઝહબના રસ્મો રીવાજને ત્યાગી દે છે. એવી સ્ત્રીઓ કોમના આવતી કાલના ભયંકર ભાવિની આગાહી રૂપ છે.

જે સ્ત્રીઓને પોતાનો ધર્મ વ્હાલો છે, નારિત્વના ગુણઆદર્શની કદ્ર છે પોતાના શીયળરક્ષણની કિંમત છે, પોતાના સમાજ ઉપર અભિમાન છે, અને પોતાના સંસ્કારીક જીવનનું ધ્યેય નિર્ણીત કરી રાખ્યું છે એવી નારીઓએ પોતાના પતિ સાથે છડે ચોક ઘુમવાની નીતિ સામે બંડ જગાવવું જોઇએ. પોતાની ખુંચવાઇ જતી મહાનતા માટે લડવું જોઇએ, અને એ રીતે નારિત્વ ભાવનાઓનું રક્ષણ કરવું જોઇએ.

આજના શિક્ષણે સ્ત્રીઓને આઝાદ બનવાની પ્રેરણા આપી છે, એવા મંતવ્યો આજે ઠેકઠેકાણેથી સંભળાય છે. પણ એ આડંબર માત્ર છે, મિથ્યા બકવાસ છે. પોતાના મોજશોખના પોષણ અર્થે

થઇને આજની તાલીમને આ રીતે બદનામ કરવાની નીતિ, લંગડી દલીલ છે.

ઇસ્લામે નકકી કરેલા શિક્ષણમાં કંઇ ફેરફારો થયા નથી. મદરસાહમાં અપાતી પ્રાથમિક તાઅલીમમાં કોઇ પલ્ટાઓ થયા નથી, દિની પુસ્તકોમાં કોઈ પરિવર્તન થયું નથી તો પછી તાઅલીમને બદનામ કરવાનો શું અર્થ? સ્ત્રીઓએ પોતાના મોજશોખમાં મસ્ત રહેવાના પ્રયોજન માટે ખોટી દલીલોથી શોભતું બચાવનામું આ રીતે ન પેશ કરવું જોઇએ, ભુલનો, ભુલ તરીકે સ્વીકાર કરી લેવો એજ એક સાચી સ્ત્રીનું ભુષણ છે. નારિત્વનો મહાન ગુણ સૌજન્ય છે.

આજની સ્ત્રીઓ શિક્ષણને વ્યર્થ બદનામ કરી રહી છે, જો તેઓ તાઅલીમને દોષ આપી આજની આંધળી આઝાદીની રાહ પર ચાલી રહી હોય તો એક પ્રશ્ન કરવાની સ્હેજે ઇચ્છા થઈ આવે છે, આજની તાઅલીમમાં આવા લહેરી ગુણ હતા તો એ તાઅલીમને અપનાવી શા માટે? જગતમાં જે તાઅલીમ એકમેકની ભલાઇનો સંદેશ ન આપે એ તાઅલીમ ગ્રહણ કરવાથી શું લાભ? પરકૌમો પણ એજ કેલવણી પામી રહી છે, અમુક વર્ગ દેશસેવામાં ગુંથાએલો છે, કોઇએ સમાજને ઉત્કર્ષ પંથે લઈ જવા માટે સંસ્થાઓ સ્થાપી છે, કોઇએ સાહિત્ય દ્વારા માનવજાતિના કલ્યાણની અભિલાષાઓને આવકારી છે, અને પર સમાજમાં આવી અનેક સ્ત્રીઓનો પણ સમાવેશ છે. ત્યારે આપણી બ્હેનોએ પોતાની બીજી બ્હેનો માટે કઈ સંસ્થાઓ સ્થાપી? બીજી બ્હેનોના ભલા માટે શું કર્યું? કંઇ નહિ.

આજે નહિં પણ વર્ષો થયા મઝહબે ઇસ્લામ પુકારી રહ્યો છે કે સ્ત્રીઓએ પરદાની પાબંદી રાખવી, પરપુરૂષ પોતાનો મૂખા-

બિંદ ન જોઈ જાય તે માટે તકેદારી રાખવી. પરપુરૂષ પોતાનો સાદ ન સાંભળીશે તે માટે ચૂપકીદી અને શાંતીથી વાત કરવી, સમયસર નમાઝો અદા કરવી. રોઝાઓ રાખવા, કુરઆન શરીફની તિલાવત કરવી, ઘરની ચાર દીવાલમાં રહીને પોતાની ઓલાદને સંસ્કારનો વારસો આપવો, બહાર નીકળવું ત્યારે માથાથી નખ શીખ શરીર બહાર ઢાંકી નીકળવું. હું પુછી શકું છું કે બ્હેનો! આજે એ સર્વોત્તમ નિયમોમાંથી કેટલા નિયમોનું પાલન થયું છે? શું તમારામાં મઝહબે ઇસ્લામની આ ઉચ્ચતર ભાવનાનો ઇન્કાર કરવાની હિંમત છે?

બ્હેનો! તમારા અંતરને પુછી જુઓ, તમારા દિલને ઢંઢોળી જુઓ, ત્યાં મારા દરેક પ્રશ્નોના જવાબ જડાએલા પડ્યા છે, ત્યા તમારી અજ્ઞાનતાનો ઇકરાર થઇ રહ્યો છે, ત્યાં તમારા મોજશોખને પંપાળના સ્વભાવની ચીસો દબાએલી પડી છે. અને ત્યાંજ તમોએ કરેલા સ્રીત્વના અપમાનના ઝખ્મો સંગ્રાહયલા પડ્યા છે.

સ્રીઓ સમાજની આબરૂ હતી, કુટુંબની લાજ હતી, સંસ્કારોની રખેવાળ હતી અને ધર્મના નિયમોની રક્ષક હતી. એ યુગ આજે આથમી ગયો છે, અને એજ આદર્શ સ્રીઓ સમાજની આબરૂનું કલંક બની છે. કુટુંબની બેઇઝ્ઝતીનું કારણ બની છે. સંસ્કારોને દાટી દેનારી બની છે, જીવનમા કુસંસ્કારોના બિજ વાવનારી બની છે, અને ધર્મના નિયમો, અને બંધારણોને નિર્મુળ બનાવવામાં પોતાનું તમામ બળ વાપરી રહી છે. મુંબઇનો કોઇ પણ લત્તો, કોઇ પણ બિલ્ડીંગ આજે આવી સ્રીઓથી મુકત નથી. ઘણી સ્રીઓ કહે છે કે ઘરમાં રહીને કોઈ પણ પ્રગ્રતિ થઇ શકતી નથી. તેઓને આટલુંજ કહેવું બસ થઈ પડશે કે ઘરની ચાર દીવાલમાં રહીનેજ પોતાની ઓલાદને કર્મ ધર્મ પર કુરબાન કરી

દેનારી માતાઓ, ઘરમાંજ રહીને પોતાના પતિ માટે પ્રાણ પાથરનાર અને ઘરમાંજ વસીને અનેક સ્ત્રીઓને બોધ આપી ઇસ્લામની મહાન સ્ત્રીઓ બનાવનાર નારીઓના દાખલાઓથી આજના તવારીખે ઇસ્લામના પૃષ્ઠો ઝળહળ ભર્યાં પડ્યા છે.



## વેપારની અધોગતિ !

થોડા દિવસ પૂર્વે હું કાઠિયાવાડના પ્રવાસે ગયો હતો, ટ્રેનમાં મને એક હિંદુ ભાઈથી મિત્રાચારી થઇ ગઈ, વાત ઉપરથી વાત નીકળતી ગઈ અને અમો સામાજીક બદીઓના વિષય ઉપર આવી પડયા. મ્હેં દલીલ કરતાં કહ્યું. "દુનિયાના દરેક સમાજો કરતાં અત્યારે અમારા દાઉદી વોહરા સમાજનું વાતાવરણ હજી ઘણું સ્વચ્છ અને આદર્શ છે." મારી દલીલ સાંભળી હિંદુ મિત્રે કહ્યું.

"આપ કયા આધારે આપના સમાજની પ્રસંશા કરો છો? આજે ઉન્નતિના નામે તમારી કોમ જે અધોગતિ પંથે જઇ રહીછે તેનું તમને ધ્યાન નથી લાગતું ?"

"તમારી ભુલ થતી હશે ? અમારી કોમના પુરૂષોને હજી કોઇ પણ પ્રકારની કુટેવો અને બદીઓનું ભાન જ નથી, કારણ કે

અમારી શાંતિ એટલી સંકુચિત અને ધર્મના બંધારણોથી જકડાયલી પડી છે, કે તેને પોતાના ધર્મધ્યેય અને સમાજ ગૌરવથી હટી જવું પાલવે જ નહિં " મ્હે ખોટો બચાવ કર્યો.

"એ તમારી મન મનાવવાની નીતિ છે. તમારા સમાજમાં આજે પુરૂષો અને સ્ત્રીઓ બન્નેની પરિસ્થતિ સોચનીય છે, ગઇ કાલ સુધી અન્ય કૌમો સ્વતંત્રાના નામે બદનામ થતી હતી અને તમારી કૌમ તમાશો જોતી હતી પણ આજે એજ કૌમ લોક નઝરે તમાશો બની ગઈ છે."

"અમારી કૌમનો આટલો સજ્જડ અભિપ્રાય આપ કયા આધારે આપી રહ્યા છો ? " એક દલીલ નિષ્ફળ જતાં મ્હેં બીજી રજુ કરતાં કહ્યું.

"આપ લેખક છો અને આપનો આગ્રહ છે એટલે તમારા સમાજની અજ્ઞાનતા, આઝાદી અને વૈભવવિલાસની હું આપને સ્પષ્ટ હકિકતો રજુ કરૂં છું એટલે હું કયા આધારે આ બધું જાણું છું એ આપને સ્હેજે સમજાઇ જશે અને આપની કૌમ કેટલી હદ સુધી બેદરકાર અને પ્રમાદી છે, તેના કારણો પણ આપમેળે સમજી જશો."

"મારી કુતુહુલવૃતિ સતેજ બની, એક પરકૌમનો અને તે પણ હિંદુ આટલી હદ સુધી ઊંડો કેમ ઉતર્યો હશે એ જાણી હું નવાઈ પામતા બોલ્યો. " ઠીક ત્યારે કહો જોઇએ "

તેણે ખોંખારો ખાઇને કહેવું શરૂ કર્યું. " અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાં આવેલી એક વોહરા શેઠની હાર્ડવેરની ભવ્ય દુકાનમાં હું મહેતાજી તરીકે નોકરી કરતો હતો, શેઠે

તાજેતરમાંજ જ્યારે દુકાન કરી હતી, ત્યારેજ મને નોકરી રાખ્યો હતો. શેઠ તથા તેના બે પુત્રો નવી દુકાન કરી હોવાથી ખુબ પ્રગતિ થાય એ માટે અપૂર્વ જહેમત ઉઠાવતા હતા. ધીમે ધીમે તેઓએ વેપારને સારા પાયા ઉપર લાવી મૂકયો. એટલામાં ૧૯૧૪નું મહાયુધ્ધ ફાટી નીકળ્યું અને શેઠની સ્થિતિ સધ્ધર બની ગઇ, શેઠ જોતજોતામાં બે ત્રણ લાખના આસામી બની ગયા. એક દિવસ કાઠિયાવાડના એક નાના ગામડામાંથી આવેલું આદર્શ અને સાદાઇવાળું કુટુંબ ફેશનેબલ બની ગયું, ચિત્રવિચિત્ર ફરનીચરની હારમાળાઓ ગોઠવાઇ, રેડીઓ અને ફોનોગ્રાફના મધુર સરોદોથી શેઠનું ઘર ગુંજી ઉઠયું અને વધી ગએલી લક્ષ્મીએ શેઠને મોટરગાડી લેવા લલચાવ્યા, મોટર પણ ખરીદાઈ ગઇ, બન્ને પુત્રો જે અઇ કાલ સુધી સાદા કપડામાં સજ્જ રહી વેપારનેજ પોતાનું સર્વસ્વ સમજતા હતા તેઓ ઇંગ્લીશ પોશાકમાં સજ્જ થઇ વધુ વખત મોટરમાંજ વિચારવામાં પસાર કરવા લાગ્યા. દુકાન ઉપરથી તેમનું ધ્યાન તદન દુર ધકેલાય પડયું, શેઠની પુત્રીઓ પણ મોજશોખમાં પ્રવૃત્ત બની, શેઠને પણ મોટાઇનો મોહ લાગવાથી તેઓ નાની મોટી અનેક સંસ્થાઓના કાર્યવાહક બની ગયા. મોટરના પેટ્રોલમાં, ડરાઇવરના પગારમાં, ઘર, દુકાન અને ગેરેજના ભાડાઓમા તથા નકકામા અનેક ખર્ચાઓમાં શેઠનું ધન પાણીના રેલાની જેમ્ ગતિમાન બન્યું અને એક દિવસ શેઠનું અપાર ધન તેમને છેલ્લી સલામ ભરી વિદાય થયું. શેઠની સ્થિતિ તદન કફોડી થઇ પડી. દુકાનના ખુણાઓ દેખાવા લાગ્યા, માથા ઉપર હદઉપરાંત કરજ વધી પડયું, કુટુંબને દેશમાં મોકલી દેવું પડયું, દુકાન વહેંચી નાખવામાં આવી, અને બન્ને પુત્રોને નોકરીએ રહેવાની જરૂર પડી હવે આપજ વિચાર કરી લ્યો કે આપની કૌમ કેવી પ્રગતિવાદી છે.?"

"તો આપ બીજે નોકરીએ રહી ગયા હશો ?"

"ના! મ્હેં મારૂં પોતાનું બિઝનેસ ખોલ્યું, અને પ્રભુકૃપાથી મારી સ્થિતિ ઠીકઠીક છે."

"આપનું એડરેસ જરા મને આપશો ?"

"જરૂર" કહી તેમને પોતાનું વિઝીટીંગ કાર્ડ મારા હાથમાં મુક્યું, એટલામાંજ તેઓને જ્યાં જવું હતું એ સ્ટેશન આવતાં તેઓ મને મુંબઇ આવો ત્યારે મળજો એવો આગ્રહ કરી છુટા પડયા.

થોડા દિવસો પછી જયારે હું મુંબઈ ગયો ત્યારે તેમના એડરેસે તપાસ કરી એટલે મને ખબર પડી કે એ દુકાન તેમના જુના શેઠની જ હતી, અને આજે શેઠનો જ એક પુત્ર તેને ત્યાં નોકરી કરતો હતો. તેની દુકાનની જાહોજલાલી નીહાળી મારૂં અંતઃકરણ કકળી ઉઠયું, આપણી કૌમે પોતાની વેપારની આંટ બધો કારભાર પરકૌમી મ્હેતાજીના હાથમાંજ મુકી ગુમાવી છે, આજે આપણી સામે સેંકડો એવા દૃષ્ટાંત વિખરાયલા પડયા છે, કે આપણે ત્યાંજ નોકરી કરતા અનેક ગુમાસ્તાઓ, આપણી આસપાસ મ્હોળો વેપાર જમાવી બેસી ગયા છે. આપણી અજ્ઞાનતાએ આપણાં વેપારનું સત્યાનાશ વાળી નાંખ્યું છે. છતાં પણ આપણી આંખો હજી ઉઘડતી નથી, આજે પણ હજારો પરકૌમી માણસો આપણા વેપાર ખાતામાં અને પેઢીઓમાં આપણે ફોલી ચુંથી રહ્યા છે.

વોહરાના છોકરાઓ કરતાં વાણીયાના છોકરાઓ નમ્ર અને વિવેકી હોય છે. એમ સમજીને પણ અનેક માણસો એમને નોકરીએ રાખે છે. પણ મીઠું મીઠું બોલીને ફોલી ખાતા એવા

[illegible] કરવાં તીખુંતીખું બોલી આપણું હિત ચાહનારાઓ વધુ સારા હોય છે. આટલું સમજવાની બુધ્ધિ જ્યાં સુધી આપણાં વેપારી વર્ગને નહિં આવે ત્યાં સુધી વેપારમાં આપણે કદિપણ નહિં ફાવી શકીયે.

પ્રમાદમાં પડેલા આપણાં અનેક વેપારીઓની આંખ પર પાટા બાંધી પરકોમી મ્હેતાજીઓ આજે પોતાનો વેપાર પણ સાથે સાથે જ ચલાવી રહ્યા છે. તેનું ઘણાઓને મુદ્દલ પણ ભાન નથી. ખાસ કરીને કટલેરી બજાર, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, નાગદેવી, ભાંડબજાર, મહમદઅલી રોડ, સુતાર ચાલ, પાયધુની, વગેરે લત્તાઓ આ બાબતમાં ખુબ જ ઘીકતા છે. આ બનાવ ઉપરથી આપણી કોમના સમસ્ત વેપારીઓને ધડો લેવાની ખાસ જરૂર છે. નહિતો એક દિવસ આપણો તમામ વેપાર નિશ્ચય પારકાઓના હાથમાં પોરવાઈ જશે. અને આપણેજ તેમનાં આંગણે ગુલામી કરવાનો સમય આવશે.

વેપાર એ જીવનની મહાન અગત્યતા છે, તેના પ્રત્યે બેદરકાર રહેવું એ મોટામાં મોટી ભુલ લેખાય. એને વિકસાવવામાંજ આપણું શ્રેય છે. આપણી ઉન્નતિનો પાયો પણ એજ છે. જો એ પ્રત્યે ઉદાસીનતા સેવાય તો એ મહાન શરમજનક ઘટના કહેવાય.

એવી તો અનેક ઘટનાઓ છે, કે જ્યાં કૌમે પોતાના હાથેજ પોતાના પતનને આમંત્રણ આપ્યું છે. આંધળી આઝાદી અને ફેશનેબલ જીવનથી કૌમના ઉજ્જવળ હૃદયે પડેલા જખ્મો રૂઝાય તેમ નથી. ફેશનપરસ્તીએ સીનેમાનો નશો ચડાવ્યો, અને સીનેમાએ શરાબની ભેટ આપી એમ અનેકાનેક બદીઓ તરફ આપણે ઘસડાઈ રહ્યા. સીનેમા જોઇને આપણા મગજમાં એક પ્રકારનો

અનિયઆકર્ષણનો નશો ચડાવ્યો અને એ નશાથી અનેકને પોતાની સ્ત્રીઓની સાદાઇ, મઝહબ પરસ્તી, નેક સ્વભાવ, અને મર્યાદાશીલ પોષાક એ બધું વ્યર્થ અને વેવલાવેડા જેવું લાગ્યું અને તેને પોતાની પત્નિઓ ઉપરથી દિલ ખસેડી રૂપેરી ચાદરની પરીઓ ઉપર કેન્દ્રીત કર્યું જ્યારે સ્ત્રીઓએ જોયું કે આપણા પતિઓને આપણા જેવી સીધીસાદી પત્નિઓ નથી ગમતી, પણ તેઓ નાચતી, કુદતી, બેપરદા ફરતી સ્ત્રીઓ પ્રત્યે લોભાય છે, ત્યારે તેમના અંતરમાં પરિવર્તનની ભાવનાઓ ઉછળી રહી અને રફતા રફતા તેણીએ પોતાની ઝીંદગીમાં ભવ્ય પરિવર્તન લાવી દીધું, ધર્મને, લિબાશને, પડદાને, અને સાદાઇને તિલાંજલિ આપી પોતાના મોહઘેલા પતિઓને રીઝવવા માટે હઝરત મહંમદ (સ. અ. વ.)ના ઝમાનાથી મુકરર થએલા અને તમામ ઇસ્લામી આલમે એક અવાઝે માન્ય રાખેલા કાનુનોને પણ દુર ફગાવી દીધા અને પોતાના ફેશનઘેલા અને શરાબી પતીના શોખના પોષણ માટે તેના હાથમાં હાથ નાખી છડેચોક બેપરદા ફરવું શરૂ કરી દીધું, પૂરાતન સંસ્કારોને દેશવટો આપે, પોતાના જીવન નવા જ રંગોમાં રંગી દીધા. અને ત્યાર પછી કૌમની દરેક ઔલાદો માતપિતાના એ ધૃણાજનક અને નાશવંત આચાર વિચારોનો વારસો લઇ દુનિયા ઉપર શ્રાપ રૂપ બની ગયા. જેનું પરિણામ આજે મોટા શહેરની છાતી ઉપર ફરતા સ્પષ્ટ દેખાઇ આવે છે. વોહરા કૌમ તરીકેના આદર્શ, સંસ્કાર., અને સર્વોપરિતા એ બધું આજે આથમી ગયું છે અને તમામ કૌમ આજે કોઇ અદ્દીઠ વિનાશક શક્તિના વધુ અને વધુ નિકટ જઈ રહી છે.

એક જમાનો એ હતો જ્યારે છાતી ઠોકીને આપણે કહી શકતા કે અમારી કૌમ દરેક કૌમ કરતાં મઝહબની પાબંદીમાં રૂડા આચાર વિચારમાં અને વેપાર તિજારતમાં મોખરે છે, ત્યારે

એજ આપણું ગૌરવ આજે હણાયને જગતના માટે અંગુલી નિર્દેશનો કારણરૂપ બની ગયું છે. જેની સર્વોપરિતા માટે એક સમયે લોકો પીઠ થાબડી રહ્યા હતા, એજ પીઠ ઉપર આજ અસહ્ય પ્રહારો થઇ રહ્યા છે. છતાં પણ આપણી આંખો ઉપર ગફલતના પરદાઓ પડયા છે. સીનેમાના પડદા ઉપરથી મેળવેલી સુંવાળી ભાવનાઓએ આજે ડગલે અને પગલે કોમના માર્ગમાં તિક્ષણ કાંટાઓ બીછાવી દીધા છે. જીવન નકલી બની ગયા છે. અનુકરણ આપણી રગેરગમાં વ્યાપમાન થઈ રહ્યું છે.

આજના યુવાનોએ પોતાનું કર્તવ્ય વિચારવું જોઇએ, પોતાના સમાજ જીવનની સુરેખ આવતી કાલના ઘડતરમાં પોતાનો સક્રિય ફાળો નોંધાવો જોઇએ.



## બિચારા પત્રકારો !

આપણું પત્રકારિત્વ ક્ષેત્ર જો કે હજી સુધી તદ્દન અણુખિલ્યું છે, જે સાહિત્ય પ્રત્યેની ભાવનાઓ અને લાગણી જનતામાં હોવી જોઈએ તેમાનું કશું આપણે ત્યાં નથી. પત્રકાર એ પણ સમાજ જીવનની દરેક બાજુ ઉપર દ્રષ્ટિ રાખતો ખડે પગે કોમનું બદીઓ-થી રક્ષણ કરતો ચોકીદાર છે, જે સમાજમાં નિડર પત્રકારો અને ઉત્તમ પત્રનું કંઈએ અસ્તિત્વ નથી, એ કોમ પોતાની છિન્ન ભિન્ન શક્તિઓને એકત્ર કરવામાં હંમેશા પછાત રહે છે, આ બાબતમાં કંઈક આપણા ધર્મગુરૂવર્ગની બેદરકારી અને અસહકાર મુખ્યતવે જવાબદાર છે, ધાર્મિક રાજ્યતંત્રનું સંચાલન કરવું એ પણ એક પ્રકારની રાજ્યસત્તા જ છે. જો તેઓએ પત્ર અને પત્રકારના જીવનને સમજવાની ચીવટ રાખી હોત તો આજે સામાજીક અને ધાર્મિક તંત્રની રખેવાળીમાં તેનો ફાળો પણ

પ્રશંસનિય હોત, પત્ર દ્વારા આજે ધરેખર જે અવાજ પહોંચાડવાનું બળ છે, તે સસ્તું અને ઝડપી છે, એ નિર્વિવાદ બીના છે. પણ અફસોસ કે કૌમે એવા જરૂરી વિષય પ્રત્યે પણ કદિ દ્રષ્ટિમાત્ર કરી નથી. જે ગણ્યા ગાંઠીયા પત્રકારો છે, તે સહકારના અભાવે જેમ તેમ જીવી રહ્યા છે, અને તેમને જે જે કૌમ બાબત તુટયા ફુટયા પ્રયાસો કર્યા છે, તે પણ આજે પાણીમાં મળી રહ્યા છે. થોડા દિવસ પૂર્વે એવાજ એક પત્રકાર બંધુ મારી ઓફિસમાં આવી ચડયા, કૌમ પ્રત્યેની લાગણીએ તેમના ગાલ અને આંખોમાં ઊંડી ખાઇઓ ખોદી હતી. કૌમના અસહકારે તેમના જીવનનું ક્ષીર ચુસી લીધું હોય તેવી તેમની દુબળી કાયા હતી. તેમને આવતાંને સાથે સુધારકવર્ગની ફરીયાદ કરી, સુધારકોએ કૌમી ઇત્તિફાકને જે નુકસાન કર્યું છે તેની વાતો કરી. બન્ને ખુબ ચર્ચામાં ઊંડા ઉતરી પડયા ત્યારે અમો જાણી શકયા કે જે કૌમના ભલા માટે અમોએ કલમ ઉપાડી છે. જે કૌમની તરક્કી માટે અમે લોહીના પાણી કર્યા છે. એ તો સુધારકો કરતાં પણ વધુ જોખમી છે, વધુ ખરાબ છે. સુધારકોએ તો છડેચોક બરાડાઓ પાડીને કૌમને બદનામ કરી છે. જ્યારે કૌમના કહેવાતા ચૂસ્તવર્ગે તો પડદામાં રહીને ફેશન, બેપર્દગી, બદ-તેહઝીબી, અને ચિત્રવિચિત્ર બદીઓને આવકારી કૌમના હૈયા ઉપર ઊંડા ધા કર્યા છે.

એક આદર્શ કૌમ તરીકેના ખ્યાલો દિમાગમાં હોવા છતાં કૌમી પત્રો વાંચતા હોવા છતાં, ધર્મગુરૂવર્ગની તકરીરો સાંભળવા હોવા છતાં, બેફામ પણે બરબાદીના પંથે ધસી રહેલા કૌમી બિરાદરો અને બ્હેનો માટે શું અભિપ્રાય બાંધવો?

## ટ્રામની મુસાફરી!

ટ્રામવે એ સસ્તામાં સસ્તું અને પચરંગી જનતાના સંગ્રહ-સ્થાન સમું સાધન છે. સભ્ય સમાજના સ્ત્રી-પુરૂષોથી લઈ, લુચ્ચાઓ મવાલીઓ, અને વાસના ભુખ્યા વરૂઓ પણ તેમા મુસાફરી કરે છે. આજની લડાઈએ તો એ સાધનની ઉપયોગીતા ખુબ જ વધારી દીધી છે, કારણ કે મુંબઈની વસ્તીમાં જબ્બર ભરતી આવી છે, અનેક શહેરો અને ગામડાઓની પ્રજા મુંબઈમાં જ ઠલવાઈ પડી છે. એટલે ટ્રામની મુસાફરી તદ્દન બેઢંગા સંજોગોમાં મુકાય ગઈ છે. ભલભલા પુરૂષોથી પણ અત્યારે એ સાધનમાં મુસાફરી કરવાનું અશક્ય બન્યું છે, કારણ કે તેમાં માણસોની જે ખીચોખીચ ઠઠ જામે છે તે વધુ અંશે નુકશાનકર્તા છે એક તો એ ગીર્દીમાં ખીસ્સું કપાઈ જવાનો ભય સંપૂર્ણ રહે છે, અને અંદર બેસવાની જગ્યા મળે તો પછી આપણે જે સ્થળે ઉતરવું હોય ત્યાં ઉતરતી વખત ઘણીજ હાડમારી ભોગવવીજ પડે છે. અને ઘણી વાર કોઈ લુચ્ચા

લફંગાઓના પગ ઉપર પગ મુકાય જતા ગાલગલોચ અને મારઝુડ થવાની બીક પણ રહયા જ કરે છે. એવા વાતાવરણના અંગે ખુબ જ જરૂરી કામ હોય તો પણ પુરૂષો ચાલીને જવાનું સાહસ કરી નાખે છે, છતાં આવી ભીડ આપણી બ્હેનો ઉપર કશી અસર કરી શકતી નથી, અને પોતાની ગ્રામમાં મુસાફરી કરવાની ટેવને આવકારી આવી સખત ભીડમાંથી પસાર થાય છે. બોમ્બે ઇલેકટ્રીક સપ્લાઇ ટ્રામ્વેનો એ નિયમ છે કે જે દિશામાં ટ્રામ્વે જતી હોય એ ડબામાં બે સીટ એટલે કે ચાર સ્ત્રીઓ બેસી શકે તેટલી જગ્યા રિઝર્વ્ડ રાખી હોય છે, પણ આજે તો એક ડબામાં દસ બાર અને તેથી વધુ સ્ત્રીઓ ઘણી વખત જ્યાં ત્યાં આધાર લઇને ઉભી હોય છે. પર-પુરૂષો સાથે અથડાય ભિંસાયને કરવામાં આવતી આ મુસાફરી પણ કૌમની મનોદશા હલકી બની હોવાની ખાત્રી આપે છે. મુસાફરીમાં ટ્રામની બે સીટોના વચ્ચે ઉભી રહેનાર સ્ત્રીઓને તો કંઈ આધાર પણ હોતો નથી. ટ્રામ સ્ટાર્ટ થતા અને સ્ટોપ થતાં જે આંચકાઓ લાગે છે તે ઉભેલી વ્યક્તિઓને એકમેકના ઉપર પછાડે છે અને એ રીતે સ્ત્રીઓના શરીરને પરપુરૂષના શરીરનો અથવા હાથનો સ્પર્શ થાય છે. તે ઉપરાંત પેસેન્જરોની નઝરે આમ અથડાતી કુટાતી સ્ત્રીઓ એક તમાશારૂપ બની રહે છે. ઘણી કામી આંખો આવા વાતાવરણમા સ્ત્રીઓ પર મંડાય રહે છે. છતાં કોણ જાણે કેમ ? આપણી બ્હેનોને આવી હાડમારી ભરી મુસાફરીમાં પણ આનંદ આવે છે. અને ગ્રામમાં મુસાફરી કરવાના હેતુથી ઘણી વાર તો જગ્યા ન મળે છતાં કલાકોના કલાક રસ્તાઓ ઉપર પ્રદર્શન જેવી બની રહે છે. છતાં પણ સમજી શકાતુ નથી કે આમ દિન રાત્રી અહિંથી તહિં ગ્રામવેમાં મુસાફરી કરતી આ સ્ત્રીઓ શું હુંડીઓ વટાવા જાય છે? તેઓ વેપારના ક્ષેત્રમાં પણ જોડાઇ નથી તો પછી આવી નિર્લજ ગ્રામની મુસાફરી કરવાનું પ્રયોજન શું હશે? એ કોયડો અતિસ્ય વિચારવા જેવો છે.

ઇસ્લામ ધર્મના ચૂસ્ત અનુયાયઇઓએ સ્ત્રીઓ માટે ગૃહસંસારની મુખ્ય જવાબદારી નાખી છે. હજી સુધી મારા ધ્યાનમાં કોઇ એવી સ્ત્રીઓની મહાન સંસ્થા પણ નથી કે જ્યાં આ બ્હેનો નારીજીવનની મહાનતાઓને સિધ્ધ કરવા જતી હોય, ઉપરના સંજોગોને લક્ષમાં રાખી દરેક પતિઓએ પોતાની સ્ત્રીઓને ગામમાં મુસાફરી કરતાં અટકાવવી જોઇએ. પણ અમો તો જોઇએ છીએ કે ઘણાં પુરૂષોજ પોતાની સ્ત્રીને પાંખમાં લઇ ગામનો સહપ્રવાસ કરવામાં આત્મ-ગૌરવ અનુભવતા હોય છે. કદાચ તેઓ એમ સમજતા હશે કે અમે સ્વતંત્ર બની ગયા છીએ, અથવા તો તેઓની માન્યતા એવા પ્રકારની હશે કે અમે સસ્તા સાધનોને અપનાવીને ખર્ચાળ ઝિંદગીને તિલાંજલિ આપી છે. પણ તેઓ એટલું નહિં જ જાણતા હોય કે આ બધા સસ્તા સાધનો અને સ્વતંત્રા તેમને કોઇ કાળ ઘડીએ સ્ત્રીઓના ચારિત્ર્ય સસ્તા બનાવી દેવામાં મદદગાર નીવડશે અને ત્યારે જ એવા વર્ગને બેપર્દગી, સીનેમા શોખ અને ત્રામવેની મુસાફરીના પરિણામો સમજાશે. અને ત્યારે જ તેઓને કૌમની ભુતકાળના ગર્ભમાં અદશ્ય થએલી કિર્તીના મૂલ્ય સમજાશે.

## અજારૂં સ્વભાવ !

ખરીદી. એ પ્રશ્ન પ્રથમ આપણા સ્રીવર્ગમાં અસ્તિત્વ ધરાવતો જ ન હતો, પણ પલ્ટાતા દિવસોએ તેમની બૂધ્ધિને પલ્ટાવી નાખી અને આજે અનાજથી માંડી દાગીના, કપડા, કટલેરી, પરફ્યુમરી અને બીજી અનેક ખરીદીઓનું કાર્ય સ્રીઓએ જ પોતાના માથે લઈ લીધું છે, ભુલેશ્વર, મંગલદાસ મારકેટ, ભિંડી બજાર, ગ્રાંટ રોડ, ઈત્યાદી લત્તાઓમાં સ્રીઓ છડેચોક ભાવતાલ વગેરે ઠેરવીને ખરીદી કરતી જણાય છે, સાંજના સમયે લોકોથી છલકાઈ પડતા રાજમાર્ગો પર આપણી બ્હેનો કીડીયારાની જેમ ઉભરાઈ પડે છે, એક સમય એવો પણ હતો જ્યારે અમુક ગૃહઉપયોગી ખરીદી માટે આપણી બ્હેનો વિકટોરીયામાં બેસી બુરખો ધારણ કરીને જતી. ત્યારે વેપારીઓ અને જનતામાં સ્રીઓનો મુલાહેજો જળવાતો હતો. લોકો એવી સ્રીઓ પ્રત્યે કદરની નજરે નીહાળતા

હતા. આજે તો આપણી સ્ત્રીઓ છડેચોક ખરીદી કરવા નીકળી પડે છે. કોણ જાણે તેના પતિઓ, ભાઇઓ અને વડિલો શું કામમાં ગુંથાએલા રહેતા હશે ? તે સ્ત્રીઓ ઉપર ખરીદીનો બોજો નાખી દીધો છે.

ખરીદી સુધી જ સ્ત્રીઓની સ્વતંત્રા રહી હોત તો તો કંઇ ન્હોતું પણ આજેતો વાત ખુબ જ આગળ વધી પડી છે. મુંબઇની સારી સારી રેસ્ટોરંટો જાણે કે સ્ત્રીઓની જ થઇ પડી છે. ટેબલ અને ખુરશી ઉપર ગોઠવાયને ચાહ કોફી પીનાર અને ખાણાંઓ લેનાર બ્હેનોને શું ઉપમા આપવી તે સમજી શકાતું નથી, ઘણી સ્ત્રીઓતો ફરવાના સ્થળે પાણી પુડી, નારયળો, ભેળ, ફળફળાદી વગેરેને હર્ષ પૂર્વક અપનાવતી જણાય છે. આતો થઈ પરકોમી લત્તાની વાત પણ ભિંડી બજાર સાતતાડ અને ખોખા બજાર જેવા કૌમી બિરાદરોથી ઉભરાતા લત્તાઓમાં પુરૂષોના સાથેજ ઉભી રહી ચણા બટાટા અને શરબતો પીનાર સ્ત્રીઓતો બેશર્માની હદ વટાવી જાય છે.

ભુલેશ્વરના લત્તામાં બંગડીઓની શોખીન સ્ત્રીઓ, અને અવનવા કાનના એરીંગો પહેરવાનો શોખ ધરાવતી બ્હેનોને પોતાની ઇજ્જતનો વિચાર કરવો જોઇએ. બંગડીઓના વેપારી સ્ત્રીઓને બંગડીઓ પહેરાવતી વખત અને કાનના એરીંગો પહેરાવતી વખત જે રીતનું આચરણ કરે છે એ તદન બેઢંગુ અને તિરસ્કૃત હોય છે. બંગડીની ખરીદી માટે વપરાતા શબ્દો પણ દ્વિઅર્થી હોય છે, જેનો એક અર્થ નિખાલસતા ભર્યો અને બીજો અર્થ તદન બિભત્સ હોય છે. ભુલેશ્વરની કોઇ દુકાને જઇને બંગડીના વેપારીઓ અને સ્ત્રી-ગ્રાહકો વચ્ચે થતી વાતચીતનો અનુભવ લઇને

કોઈ દિવસ મારી વાતની ખાત્રી કરી લેવાની વાંચકોને મારી ખાસ ભલામણ છે.

ઉપરનાં દ્રષ્ટાંતોને લક્ષમાં રાખી બ્હેનોએ પોતાના આવા બાલીશ બજારૂ સ્વભાવનો ત્યાગ કરી દેવાની અનિવાર્ય આવશ્યકતા છે. કારણ કે આ બજારમાં જવાની ટેવ પણ બરબાદીના પંથે જવાના પ્રથમ પગથિયાની ગરજ સારનારી છે.

---

## સીનેમાની બદી!

સીનેમાની ટીકીટ બારીએ કયા પ્રકારનો શંભુમેળો ભરાય છે? તેનો અનુભવ તો દરેકને હશે, સીનેમાના ઉંચા કલાસોમાં પણ આજે સભ્ય જનતાથી લઇ નફ્ફટ અને બેશરમ માણસોની ઠઠ જામે છે. તો પછી સેકંડ અને થર્ડ કલાસની તો વાતજ શી કરવી. એ બે કલાસોમાં તો ખાસ કરીને પ્રતિષ્ઠ માણસો નહિં પણ હલકા અને ગંદા વિચારવાળા માણસો જ વધારે હોય છે. કારણકે ગીરદીમાં ઘુસી ટીકીટ લેવાના બહાને અને ટીકીટ ખરીદી લીધા પછી બાડમાં અંદર દાખિલ થવાના બહાને તેઓ હૃદયના છાના ખુણે વિલાસવૃતિને પંપાળતા હોય છે. અને જાણી જોઇને સ્ત્રીવર્ગને ધકકા મુકકી કરવા ઉપરાંત મોકો મળે તો તેઓ સ્ત્રીઓના ગુહ્ય અવયવ સાથે છેડતી કરવાનું પણ ચુકતા નથી. જ્યારે એક સભ્ય અને ફેશનની છેલ્લી પગથાર પર ઉભેલો

ટાપટીપવાળો વર્ગ પણ કંઈક આવીજ ગંદી મનોવૃતિ હૃદયમાં રાખીને ટીકીટઘર પાસે મ્હાલતો હોય છે. જેનો પોષાક, હાવભાવ, વર્તન લગભગ સિને અભિનેત્તાઓને મળતું હોય છે, તે પોતાના હલનચલનમાં મોતીલાલની મસ્તી, સુરેન્દ્રની સરળતા, અને નઝીર જેવી અદાઓ છલકાવતા હોય છે અને તેઓ હિરોઈન જેવું હસતું ગાતું, નાચતું અને કુદતું રમકડું થોડીવાર માટે પોતાને પણ મળી જાય એવી વૃતિ ધરાવતા હોય છે. પંજાબી પોશાક, મહારાષ્ટ્રિય પોશાક, અને ચિત્રવિચિત્ર લિબાશમાં આવતી નખરાળી વેશ્યાઓ લગભગ આવાજ ઉલ્લુના પઠઠાઓની શોધમાં હોય છે, પણ આજે તો સભ્ય સમાજની સ્ત્રીઓ પણ મનફાવતા લિબાસ ધારણ કરતી હોવાથી, ગંદી મનોવૃતિ ધરાવતા વર્ગની આંખો તેને પણ વેશ્યા સમજીને તેના ઉપર મંડાય રહે છે.

આજે સીનેમાની ચાદરે સ્ત્રીઓના કુમળા મગજમાં જે કાતિલ ઝહેરની અસર પ્હોચાડી છે તેનું માપ કાઢવુ તો ખુબ જ અશકય છે.

આપણે ત્યાં થિએટરોમાં વિષેશ કરીને સેકન્ડ કલાસમાં પણ આકડાજ હોય છે, એટલે ગીરદી હોવાના કારણે સ્ત્રીઓને પણ અન્ય પુરૂષ સાથે ભિંસાયને બેસવું પડે છે, કારણકે (આપણે ત્યાં હજી સીટ ઉપરથી પ્રેક્ષકો સ્હેલાઇથી બેસીને ફિલ્મ જોઇ શકે એટલીજ ટીકીટો કાપવી જોઇએ એવો ધારો બહાર પડયો નથી ) તે સિવાય છુટકો હોતો નથી, ત્યાર પછી થિએટરમાં અંધકાર ફેલાય છે, અને રૂપેરી ચાદર ઉપર ચિત્ર શરૂ થાય છે, આજે મોટા ભાગના ચિત્રો પ્રેમશંગારના છીછરા વિષયોથી જ શોભતા હોય છે, લોકોને જાતિયઆકર્ષણ પ્રત્યે કેન્દ્રીત કરે એવા સંવાદો, ગીતો અને દ્રષ્યો એ આજના ફિલ્મચિત્રનો આત્મા હોય છે, એટલે

ચિત્ર શરૂ થતાંજ જનતાના દિમાગ ઉપર એ પ્રકારની ઝેહરી અસર ફેલાવાઇ રહે છે. અને પરપુરૂષ સાથે ભિંડાઇને બેસેલી યુવતી જ્યારે એ મનરંજન અને મસ્તી ભર્યું, માદક દ્રષ્ય નીહાળે છે, ત્યારે તેના દિમાગમાં કંઇક એજ પ્રકારનું તોફાન શરૂ થાય છે, અને તેની પ્રચંડ અસરથી કોઈ દિવસ તેનું આખુ જીવન દુરાચારની ખીણમાં ગબડી પડવાનો દરેક વખ્તે સંભવ રહે છે.

આપણી બ્હેનોને તો આજે ચિત્ર જોવાનો બસ મેનીયા લાગુ પડયો છે, વાર તહેવાર, આડા દિવસો અને ખાસ કરીને મોહર્રમના દિવસો તો આ માટે ખુબ જ પ્રચલિત બન્યા છે, મોહર્રમ જેવા પવિત્ર અને ગમગીન માહમાં જ્યારે આપણી બ્હેનોને સીનેમા થિએટરોમાં ઉભરાતી જોઇએ છીએ ત્યારે આશ્ચર્યની અવધી આવી જાય છે.

ઇસ્લામી સંસ્કૃતિ, ઇસ્લામી ગૌરવ અને મઝહબની મહાનતાને સજીવન રાખવા માટે કરબલાના ધગતા રેતાળ રણમાં પોતાનું અને પરિવારનું લોહી રેડનાર શહીદોના સરદાર ઇમામ હુસેન (અ. સ.) ના યાદગાર દિવસોનો આવો દુરઉપયોગ ?

અફસોસ! પોતાના જ હાથે પોતાનું દિન (મઝહબ) અને દુનિયા બગાડી. આવા લોકો અવશ્ય જહન્નમ ખરીદી રહ્યા છે. કયામતના દિવસ આવા લોકો પાપીઓ અને દુરાચારીઓ કરતાં પણ વધુ ગુનેહગાર લેખાશે. કસમ ખુદાની! તેઓના આવા નરાધમ કૃત્ય બદલ જમીન અને આસ્માન થરથરી ઉઠશે. "યૌમે કરબલા" એ તમામ ઇસ્લામી આલમ માટે પોતાના પયગમ્બરની મહાન કુરબાનીનું સ્મરણ કરી ઇસ્લામની મહાનતા સિધ્ધ

કરવાના દિવસો છે. જે દિવસોમાં ઇસ્લામના મહાન પયગમ્બર નબીએ કરીમ હઝરત મહંમદ (સ. અ. વ.)ના દોહિત્ર હુસૈન (અ. સ.) અને તેમના બોંતેર સાથીઓ [કે જેમાં નવજવાનોથી લઇ દુધ પીતા બાળકોનો પણ સમાવેશ હતો] એ કુરબાની વેરાન અને ઉજ્જડ ભુમી ઉપર આજથી ૧૩૦૦ વર્ષ પુર્વે મઝહબની આથમી રહેલી સંસ્કૃતિને પોતાના બલીદાનથી બચાવી લેવાની અમર ગાથા સ્થાપિત કરી હતી કે જેની અમર યાદમાં આજે દુન્યાના ઇસ્લામી સમાજ સિવાય અન્ય સમાજના લોકો પણ આંસુઓ વહાવી, માતમ કરી, ગમગીન બનીને અંજલીઓ આપે છે. તમામ ઇસ્લામી આલમ માટે કરબલાની કુરબાની કરતા મહાન સબક તમામ ઇતિહાસના પાનાઓ ઢંઢોળતા પણ કયાંય મળી શકે તેમ નથી. કોઇ પણ અન્ય ધર્મ પણ એવો અઝીમુસ્શાન મિસાલ આપવા માટે અસમર્થ છે. એવા મહાન પવિત્ર દિવસો કે જે દિવસોમાં ઇસ્લામના દરેક માનવીનું કર્તવ્ય હોવું જોઇએ કે તે ઇસ્લામ સંસ્કૃતિની વિરાટ અને વિશાળ રચના પ્રત્યે કેન્દ્રીત અને એ દિવસોમાં પુરૂષોએ પણ સીનેમા, નાટક, મોજશોખ વગેરેનો ત્યાગ કરવો જોઇએ, જ્યારે અહિં તો આપણી સ્ત્રીઓ અવનવા દેદારાઓ કરી વાએઝના બ્હાનાસર સીનેમાગૃહોમાં ભટકતી હોય છે, મોહરરમ જેવા મુકદદસ મહિનાનું મહત્વ અને પ્રતિભા જે સ્ત્રીઓ જાળવી શકતી નથી તેને આડા દિવસે એવુ કાર્ય કરતાં રોકવી, અટકાવવી એ કેટલું કઠિન કામ છે તે આ દાખલા ઉપરથીજ સમજી શકાશે.

અને આજ એક એવી બદી છે કે જેણે સમાજમાં ભયંકર કરૂણતાનું સર્જન કર્યું છે. દરેક બદીઓનું મુળ પણ સ્ત્રીઓનો સીનેમા શોખ જ પુરવાર થાય છે. ઘણા સીનેમાગૃહોમાં ઉંચા કલાસોની સીટો પણ એવી અગવતા ભરપુર હોય છે, કે ત્યાંથી

એક માણસ આસાનીથી પસાર થઈ શકે એટલી જગ્યા પણ હોતી નથી દરેક પસાર થનારના પગ સાથે બેસનારના ગુંઠણ બમણી ભિંસથી દબાતા હોય છે. ઇન્ટરવેલમાં અને તમાશાની શરૂઆત પહેલા પ્રેક્ષકોના મનનું રંજન કરવા માટે જે ફોનોરેકર્ડો ચડે છે તેના ગીતો પણ લોકોની કામનાને ઉતેજનારા હોય છે, વળી ત્યાંના વાતાવરણમાં એકટર એકટ્રસોની સૌન્દર્ય ચર્ચા, ગીત ચર્ચા, વગેરે પણ કંઇક વિલાસી પ્રકારને અનુસરતી હોવાના અંગે જીવન ઉપર બુરી અસર નિર્માણ કરે છે.



## પ્લેગના જંતુઓ!

ખાનગી કુટણખાનાઓ ચલાવતી ડોસીઓ પણ લગભગ આવા સીનેમાઓમાં જ હેરાઓ કરીને આવતી હોય છે. આ પ્લેગના જંતુઓ જેવી ડોસીઓ સંજોગ મળતાં જ કોઇ સભ્ય સમાજની કાચા કાનવાળી કે નિર્બળ મકકમતાવાળી સ્ત્રીઓને પોતાની તરફ આકર્ષવાનો પ્રયત્ન કરે છે. તેનું મુખ્ય કર્તવ્ય થિએટરમાં એકલી આવેલી સ્ત્રીના બાજુમાં જગ્યા મેળવીને દોસ્તી બાંધી લેવાનુ હોય છે. સીનેમાના કોઇક પ્રસંગ ઉપરથીજ ડોસી એકલી બેસેલી સ્ત્રીને કંઇક પ્રશ્ન પુછી પોતાની પ્રથમ દોસ્તીનો પાયો નાખી દે છે. ત્યાર પછી ઇન્ટરવેલ થતાં ચાહ પાણીનું થોડું ઘણું ખરચ પોતે ઉપાડી લઇ પોતાની અદભુત લાગણીની છાપ તે નવી મિત્ર સખી ઉપર સ્થાપિત કરે છે. કોઇની પણ મીઠી અને મધુર વાતમાં સપડાય જવાનો સ્ત્રીઓનો જન્મસ્વભાવ છે, મિત્રતાની ગાંઠ એ રીતે વધુ અને વધુ મજબુત બને છે. અને

ત્યાર પછી બીજા કોઇક દિવસે અમુક થિએટરમાં અમુક ટાઇમે આવવાના, મળવાના વાયદા અપાય છે, ડોસીની મીઠી વાણીમાં અંજાય ગએલી સ્ત્રી બીજીવાર પણ નિયુક્ત કરેલા સમયે જઇ મળે છે, અને અરસપરસ સ્નેહ વધુ ગાંઠ બને છે. એક દિવસ એવો પણ આવે છે કે ડોસી પોતાનો શિકાર બનેલી સ્ત્રીને આગ્રહ કરી પોતાના ઘેર લઇ જાય છે. ત્યાં ખુબ આદરપૂર્વક તેને મહેમાનગતીનો સ્વાદ ચખાડે છે, ડોસીના ઘરના અપૂર્વ ફરનીચરો, ગાલીચાઓ, રેડીયો, ફોનોગ્રાફો અને શણગાર; મહેમાન સ્ત્રીના હૃદય ઉપર કબ્જો જમાવી લે છે અને એક દિવસ તેનું જે પરિણામ આવે છે તેના ઉપરથી પડદો ખસેડી લેવાની શક્તિ મારી કલમમાં રહેજે નથી.

શહેરોમાં આવી ડોસીઓ સર્વત્ર ફેલાએલી હોય છે. ખાસ કરીને એ આવા સીનેમાઓમાં જ ભટકાય છે, કારણ કે થિએટરમાં મલતો અઢી કલાકનો સમય તેને પોતાના શિકારને ફસાવી લેવામાં ખુબ ઉપયોગી નીવડે છે, તેની માયાવી વાતો, વૈભવશાળી યોજનાઓ, સ્વતંત્રાની ગુલબાંગો, અને મોજશોખ ભર્યા જીવનની વાતો એકલી અટુલી આવેલી યુવાનીને ચળાયમાન કરવામાં સચોટ અસર ઉપજાવી જાય છે. પોતાની સ્ત્રીઓને સીનેમા જતી અટકાવવા માટે આવુ નગ્નસત્ય દ્રષ્ટાંત કૈમ સમક્ષ હૃદય ઉપર પત્થર મુકીને આપવાની ફરજ પડી છે.



## ઝેરી અસર!

તે સીવાય સીનેમાઓ જોવાની સ્ત્રી જીવન ઉપર બીજી જે કારમી અસરો પડે છે, તેના બે કંપાવનારા પુરાવાઓ હું નીચે રજુ કરૂં છે. અને સ્ત્રીઓને આપવામાં આવતું વધુ પડતું શિક્ષણ પણ કેટલું હાની કર્તા છે, તે નીચેના બે દાખલાઓ ઉપરથી સ્હેજે કલ્પી શકાય તેમ છે.

મુંબઇમાં એક જ ચાલીમાં બે યુવતીઓ રહેતી હતી, માત-પિતાએ આપેલી સ્વતંત્રાએ બન્ને બ્હેનોને સીનેમા જોવાની ટેવનો ભોગ બનાવી હતી એ ટેવ ભવિષ્યમાં તેના ઉપર કયા પ્રકારની અસર મુકી ગઇ તે નીચેના ઉદાહરણ ઉપરથી સમજી શકાય તેવું એક દિવસ એક યુવતીના લગ્ન થઇ ગયા તે પરણીને અમદાવાદ આઇ, ત્યાંથી તેને મુંબઇની પોતાની સ્હેલી ઉપર નીચેનો પત્ર લખી મોકલ્યો છે.

અમદાવાદ તા. ૧૭-૫-૪૩.

વહાલી સખી, તારાની જનાબનાં

લી: તારા હકમાં દુવા કરનાર અને તને હરઘડી યાદ કરનાર તારી બ્હેન કુબરાના સલામ વાંચજે.

બાદ બેન મને અમદાવાદમાં તારા વગર બિલકુલ સોરવતું નથી. આપણે સાથે હરતા ફરતા, સીનેમા જોતા, એ દિવસો કેમેય ભુલાતા નથી. બેન આજે જયારત કરવાનું બાનું કરીને મોડલ સીનેમામાં કિસમત જોવા ગઇ હતી આવું મજાનું પીકચર કોઇ દી નોતુ જોયું અશોકકુમાર કરતા કોઇ બીજો ફાંકડો એકટર હોત તો સીનેમા જોવાની ખુબ મજા પડત. મુમતાજશાંતીએ કીસમતમાં ઓળેલા બાલ મને ખુબ ગમ્યા છે હવે હું પણ એવાજ બાલ ઓળું છું તારા ભાઇને તો કોઇપણ જાતનો શોખ જ નથી સાવ જુના જમાનાનું માનસ છે મારી સાસુ પણ તદન ડોબા જેવા છે. જેમ બનાવું છું તેમ બની જાય છે. એટલે વાંધો નથી તારા જેવી સખી આંય હોય તો મજા પડે.

ખુદાએ મને પણ તારા જેવા સોહર આપીયા હોત તો કેવું સારૂં થાત હું પણ તારા જેમ હરી ફરી શકત. અહિયાં તો મને બુરખો પણ પહેરવો પડે છે. મુંબઇના ખભા સુધી ઝુલતી કોરના વાલા બ્લાઉઝ તો પેટીમાંજ સડી જશે એમ લાગે છે. તારા સોહરને તથા ઝોહરા, બતુલને મારા સલામ.

લી: તારી વહાલી સખી

જયતુનના સલામ વાંચજે.

ઉપરનો પત્ર સ્ત્રીઓને અપાતી કેળવણી અને સ્વતંત્રાની દુરઉપયોગતા સાબિત કરે છે, વિચારવા જેવી વાત તો ત્યાં છે કે જેને કિસ્મત ચિત્રનો હીરો અશોકકુમાર જે ભુમિકા ભજવે છે તે પણ તેની નજરે અયોગ્ય છે. તેને પોતાના જીવન નાટકમાં બિચારો સાદો સીધો કોઇ પતરા ટીપતો, કે નોકરી કરતો ગરીબ પતિ પસંદ જ કયાંથી હોય? અને જુના ઝમાનાની સાસુને બનાવીને ઝયારત કરવાનું બ્હાનું કરીને ઝયતુન પોતાનો શોખ પોષી રહી છે. આજે મુંબઇમાં તો એવી હઝારો છોકરીઓ હું દેખાડી શકું તેમ છું કે જેઓ ચાંદાભાઇ શેઠની ઝયારતનું બ્હાનું કરીને સીનેમામાં અને ફરવાના સ્થળો ઉપર ધુમતી હોય છે અને ઘણી તો તેથી પણ બે કદમ આગળ વધી ગઇ હોય છે, તારાના પતિને સલામ પાઠવવાની વૃતિ ત્થા તારા જેવો પોતાને પતિ મળ્યો નથી એ અસંતોષ તેના જીવનની ડગમગતી નઇયાનું ઉધાડું ઉદાહરણ છે. મુમતાઝશાંતિના વાંકળીયા અને ભાલપ્રદેશ ઉપર નાચતા બે ચાર વાળો તેને પોતાના જીવનમાં પણ વણી લીધા છે. રૂપેરી ચાદરનું હળાહળ વિષ આપણા જીવન કેમ રેડાય રહ્યું છે, અને પચી રહ્યું છે, એ પણ દૃષ્ટાંત યોગ્ય હકિકત છે. અને ઝયતુનને અમદાવાદમાં બુરખો પહેરવો પડે છે, એ તેને મુદલ ગમતું નથી અને મુંબઇમાં પહેરેલી સાડીઓ અને બ્લાઉઝો સાસુના સાદા સ્વભાવને વશ થઇ નથી પહેરી શકાતા એ અફસોસ જાહેર કરવાનું પણ તે ચુકી નથી. એક વખતની માતપિતાએ આપેલી મુંબઇની આઝાદી પતિગૃહે તેના જીવનને રૂંધી રહી છે, બલ્કે તેને પતિ અને સાસુના પ્રતિબંધરૂપ જીવન ભાર સમાન લાગે છે. આજની આપણી બ્હેનો સ્વતંત્રાના નામે કેટલી હદ સુધી સ્વછંદતા પ્રત્યે આગળ ધપી રહે છે. તેનું આનાથી વધારે સચોટ ઉદાહરણ બીજું કયુ હોઇ શકે? ખુદા ન કરે પણ કદાચ જો સાસુની આંખો બંધ થાય તો ઝયતુન પોતાના સ્વર્ગ જેવા ઘરની શું દશા

કરે એ વિચારવા જેવું છે. પોતાના પતિની સાદાઈ અને માત-પિતાની સંસ્કૃતિ ઝયતુન જેવી સ્વછંદપ્રિય બ્હેનોને અરૂચીકર થઇ પડી છે. કોઈનું જોઇને ફેશનની છેલ્લી પગથાર પર ઉભેલી ઝયતુન જેવી બાળાઓને પોતાના હાથમાં હાથ લઇ છડેચોક વિચરે એવા સ્વતંત્ર વિચારવાળા સોહર આવશ્યતા છે, પણ દરેક યુવાનો એવા તો હોતા જ નથી કે જેઓ પોતાના ક્ષણીક શોખના માટે કૌમી આદર્શ અને લાજને દેશવટો આપી દે, અને પોતાના સુખી વાસ્તવિક જીવનને કૃત્રિમ રંગોથી રંગીને ભારરૂપ બનાવી દે.

એવુંજ એક જુદા જ પ્રકારનું દૃષ્ટિકોણ રજુ કરતું એક બીજું દ્રષ્ટાંત પણ રજુ કરવાની લાલચ રોકી શકાતી નથી. તેમાં એક બાળાએ પોતાની એક બ્હેનપણીને નીચે મુજબ ચીઠ્ઠી લખી મોકલી છે.

બ્હેન સફીયા.

સલામ બાદ લખવાનું જે મને તો ખુવાજીએ ઘરમાંથી બહાર પગ મુકવાની મનાઇ કરી છે. આજે તને એક દિલની ખાનગી વાત લખી ભેજું છું ખુવાજી મારી શાદી જલદીસી પતાવી નાખવાની જીદ કરે છે. બ્હેન જેના સાથે મારી શાદી મુકરર થઇ છે તે છોકરો મને બીલકુલ પસંદ નથી.

દુન્યામાં અપની કૌમ જેવા સડેલા વિચાર તો કોઇ કૌમમાં નથી. અકબર સાથે મને કેટલી ગેહરી મોહબ્બત છે, અમારા બન્નેની શાદી અમારી મરજી માફીક થઇ હોત તો અમે કેટલા સુખી થઇ શકત. ઔર જેવા મારા નસીબ.

કાલે મારકીટની મસ્જીદમાં હુઝુરની વાએઝ છે. અમારા પડો-શમાં રહેતી કુરસમ સાથે મને બુવાજીએ વાએઝમાં જવાની રઝા આપી છે. કાલે કમલ ટોકીઝમાં ઝનાના શો પણ છે. મોકો અચ્છો છે કુરસમને મ્હે બરાબર પટ્ટી પડાવી દીધી છે.

વધુ હકિકત રૂબરૂમાં મલીશું ત્યારે.

લીઃ દુવાગીર બ્હેન સલમાની
મીઠીયાદ.

ઉપરનો પત્ર કહો યા ચીઠી સલમા નામની યુવતીએ પોતાની સકીના નામની સખી ઉપર મોકલી છે. સલમાના માતપિતાએ પુત્રીની વધતી જતી સ્વછંદતાની વાતો કાને અથડાતા તેને ઘરમાંથી બહાર ન જવાનો પ્રતિબંધ મુકયો, છતાં પણ માતૃહૃદયની મમતા અને લાગણી છલકાંયા વગર રહી શકતી નથી. મારકેટની મસ્જી-દમાં મુકરર થએલી વાએઝમાં સલમાને પાડોસની એક ધર્મચુસ્ત કન્યા સાથે જવાની માતા છુટ આપે છે.

પાડોશીની ધર્મચુસ્ત કન્યા કુલસુમ ઉપર પણ સલમાની સોનેરી જાળ પથરાઇ જવાના સમાચાર ચીઠીમાં જણાઇ આવે છે. તેને પણ સીનેમામાં લઇ જવાનો ત્રાગડો આગળથી જ નકકી કરી રાખ્યો છે. એટલે બીચારી ભોળી કુલસુમ જે આજે પ્રથમ વખત માતપિતાની ચોરીથી, અને સલ્માની ઉશ્કેરણીથી સીનેમા જોવા તૈયાર થઈ છે.

જે છોકરા સાથે સલમાની શાદી મુકરર થઈ છે તે તેને ગમતો નથી. સીનેમાના રૂપેરી પરદા પર જોએલા મસ્તીખોર પાત્રો તેના મગજમાં મઢાઈ ચુકયાં હશે, તે સિવાય તે આટલી હદ સુધી ઉછાંછળા વિચારો ન જ ધરાવતી હોય. જ્યા સુધી એવી અનેક

સલમાઓ અને સરીયાઓ આપણા સમાજમાં અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી સમાજને હજી પતનના વધુ અને વધુ નિકટ જવું પડશે એ નિર્વિવાદ બીના છે. અને નિર્દોષ કુલસુમો આવી અધોગતિ પંથે ધપી જતી બાળાઓની મોહજાળમાં ફંસાતી જ રહેશે.

ઉપર લખાએલી ચીઠી સલમાએ પોતાના ભઠીયારા સાથે સરીયાના ભઠીયારાને પહોંચતી કરી હતી. એટલે કે બન્નેનો ટપાલી પોત-પોતાનો ભઠીયારો છે. હવે જે ભઠીયારા પાસે જીંદગીની કાળી અને ગંદી બાજુનો ભેદ હોય તે બાળા સાથે કેવા પ્રકારનું વર્તન રાખતો હશે? એ વિચારવા જેવું છે.

અનેક પૈસાપાત્રની પુત્રીઓને આવાજ કારણોને લઇ ઘરના નોકરો પૈશે ટકે નીચોવતા હોય છે. મ્હે એવા એક નહિં પણ અનેક કુટુંબો જોયા છે કે જ્યાં પતિ કરતાં પણ ભઠીયારો ઘરમાં વધુ સર્વોપરિતા જમાવી બેસેલ હોય છે. પ્રેમનો રોગચાળો ફેલાવનાર પણ મુખ્યતવે આવાજ માણસો હોય છે. આ પ્રચારખાતાએ પણ કુમળી વયની બાળાઓને મન ફાવે તેવી ઝિંદગી પ્રત્યે ખેંચી લઇ જવામા સંપુર્ણ ભાગ ભજવ્યો છે. દરેક ભઠીયારાઓ જો કે આવા હોતા નથી છતાં પણ જ્યાં જ્યાં છોકરીની સ્વતંત્રા ફુલી-ફલી હોય છે, ત્યાં ત્યાં લગભગ આવાજ પ્રકારનું ગંદુ વાતાવરણ છવાયું હોય છે. જે ઘરમાં કન્યા ફેશનેબલ અને ઘરમાં પડદા સાથે દુશ્મની હોય તેવા ઘરના અધિકારીઓને અમારી સુચના છે કે પોતાના ઘરમાં ઉપર પ્રમાણેના જીવન નાટક ન ભજવાતા હોય તેની બરાબર તકેદારી રાખવી.

પણ આ બધી ખરાબીઓ સીનેમા જોવાની ધગશમાંથી જ જન્મી છે એ વાતનો ઈન્કાર તો કોઇ પણ કરી શકે તેમ નથી.

ઉપરના બે દાખલાઓ તદન સત્ય છે, આ પુસ્તક લખવાનો જ્યારે આરંભ થયો ત્યારે મારી પત્નિએ ખુબ પ્રયાસના અંગે પ્રાપ્ત કર્યા હતા. પોતાના મુળ નામો સિવાય એ પત્રો સાંગોપાંગ સત્ય રજુ કરવામાં આવ્યા છે.

સીનેમાએ અને તેમાં પણ ખાસ કરી આપણી બ્હેનોએ ચંપાળેલા સીનેમા શોખે આજે સમાજને જે સ્થિતિમાં મુકયો છે તેનું વર્ણન તો આવા અનેક પુસ્તકો દ્વારા પણ આપી શકાય તેમ નથી.

ટીકીટબારી ઉપર, સીનેમાના કંપાઉન્ડમાં અને થિએટરમાં દાખલ થતાં જે પ્રકારની ગીર્દી અને ધકકા મુકકી થાય છે તેનાથી તો દરેક વાકિફગાર છે એટલે તેને વધુ વિસ્તૃત સ્વરૂપ આપવાની હવે આવશ્યતા રહેતી નથી.

## ઝનાના શો!

એ ફકત આપણી કૌમનું નહિં, પણ તમામ હિંદ દેશનું એક જીવતું જાગતું કલંક છે. એ ઝનાના શો સ્ત્રીઓના કોમળ મગજ ઉપર જે જે બુરી અસરો પયદા કરે છે તેનો વિશેષ ઉલ્લેખ કરવાની જરૂર હવે જોતા નથી. આગલા પ્રકરણમાં વ્યભિચારના અડડાઓ ચલાવતી જે ડોસીઓનું વર્ણન કર્યું છે તે આવા ઝનાના શોમાં તો ખાસ કરીને પોતાની સિધ્ધિની સફળતા અર્થે પધારતી હોય છે, જે ઘરમાં માતપિતા તરફથી પુત્રીઓને અને પતિ તરફથી પત્નીઓને સીનેમા જોવાનો અધિકાર હોતો નથી, તેવી સ્ત્રીઓ કોઈ પણ બ્હાનાસર ઘરમાંથી છટકી જઇને ઝનાના શોને પોતાની પસંદગી આપે છે. કારણ કે ઝનાના શોમાં સ્ત્રીઓના ટોળેટોળાં ઉભરાતા હોવાથી અને પુરૂષોની ગેર હાજરી હોવાથી કોઇ સ્નેહિ, સગા કે કુટુંબના કોઇ માણસને ખબર પડી જાય તેવી બીક બીલકુલ રહેતી નથી. અને એજ કારણ છે કે

ઝનાના શોનો લાભ આપણી બ્હેનોના જુથના જુથ લેતા હોય છે. ખાસ કરીને સ્ત્રીઓની કેરેકટર બગાડતું આ પ્રકારનું મનરંજન તાત્કાળીક રોકવાની જરૂર છે. જ્યાં સુધી ઝનાના શો ! જીવશે ત્યાં સુધી આ બદીઓ જીવશે, ફેશન જીવશે, વ્યભિચારો જીવશે, અને કુસંસ્કારો જીવશે. આપણે ત્યાં એવી પણ એક સંસ્થાની અનિવાર્ય આવશ્યકતા છે કે જે સંસ્થા દ્વારા ઝનાના શો જેવી મોટી બદીને દફન કરી શકાય. જે પોતાની કૌમની નારિત્વ ભાવનાઓનું ખુન થતું રોકવા માટે ઝનાના શોના સર્જક સિનેમા માલિકો સામે ચળવળ કરી શકે. ઝનાના શો એતો હિંદુસ્તાનની તમામ સમાજની નારીઓ માટે એક સરખું નુંકશાન કરતું સાધન છે. એને વ્હેલી તકે રોકવાની કૌમની મૂખ્ય ફરજ છે. આ પ્રસંગે એક બીજી વાત પણ કહેવાની ઇચ્છા દાબી શકાતી નથી. થોડાક દિવસો પૂર્વે ઘર સંસાર નામનું એક ચિત્ર આવ્યું હતું કે જેમાં આપણી કૌમનું એક પાત્ર ઉમેરી હાસ્યસ્પદ વાતાવરણ ઉપસ્થિત કરવામાં આવ્યું હતું. આપણી કૌમે ખાસ કરીને એ માટે જોઇતો વિરોધ કર્યો ન્હોતો અને તેના ફળ રૂપે એજ વી. એમ. વ્યાસ નામના ડાયરકટરે પોતાના દુહાઇ નામક ચિત્રમાં આપણી કૌમની બીજી વાર અનિચ્છય છેડતી કરવાની હિંમત કરી હતી. અને એ ચિત્રમાં તો આપણો માનનિય પહેરવેશ ફેંટાને ડાયરેકટરે એક કઢંગુ પાત્રાલેખન ચીત્રી બદનામ કર્યો હતો. કૌમની ચુપકીદીનુંજ આ પરિણામ હતુ કે એ ડાયરેકટરે આમ બીજી વાર બીજા જ ચિત્રમાં આપણી લાગણી દુભાય તેવું કાર્ય કરી પોતાની બેવકુફીનો શાક્ષાત્કાર કરાવ્યો હતો. એ સમયે પણ બિચારા મરવાના વાંકે જીવી રહેલા બે ચાર પત્રકારોએ પોતાના પત્ર દ્વારા ચળવળ ઉપસ્થિત કરી હતી છતાં પણ કૌમે એ ઉગ્ર બાબતમાં જોઇએ તેવો જુસ્સો બતાવ્યો ન્હોતો, આવા સમયે ધર્મના અનેક ખાતાઓનું સંચાલન કરનાર જનાબ સાલેહભાઇ

સાહેબ સરીયુદદીન સાહેબે જાગૃત થવું જોઇએ, અને સરકારી ખાતાઓમા પોતાની લાગવગ લગાડી કૌમની લાગણી અને પ્રથા ઉપર ઘા કરી જતા આવા ચિત્રોમાથી એવા દ્રષ્યો કઢાવી નાખ-વાની તક ઝડપી લેવી જોઇએ. કારણ કે મ્હે સાંભળ્યું છે કે તેઓ કૌમની ભલાઈ અને બ્હેતરી માટે હંમેશા જાગતા રહે છે.

ઝનાના શો પણ એવાજ પ્રકારની એક કૌમી સ્ત્રીઓના અખ્લાક ઉપર પ્રહારો કરતી બદી છે. તે તરફ પણ કૌમે જાગતા રહેવાની જરૂર છે, નહિં તો આપણી શાંતિ ચુપકીદિ અને બેદર-કારી જરૂર કોઇક સમયે કઢંગુ પરિણામ લાવીને રહેશે એ કડવું સત્ય છે.



**ભુત કાળની મર્યાદા** ★ **વર્તમાન કાળની મર્યાદા**



પરદામાં નખશીખ
ઢંકાઇને પસાર
થતી બાઇઓ



ખુલ્લા મોઢે મૂકત હાસ્ય
વેરતી હાથમાં હાથ
પરોવી જતી
બેશર્મ સ્ત્રીઓ





## પંજાબી પોશાક!

કોણ જાણે કેમ? પણ નકલ કરવામાં આપણી બ્હેનો દિન પ્રતિ દિન નવાઇ પમાડે તેવી આગે કુચ કરી રહી છે, જ્યાં કંઇ નવિનતા જોઇ કે તેને અપનાવી લેવી એ ટેવનો શિકાર આજે અનેક બ્હેનો થઇ પડી છે, થોડાક દિવસો પુર્વે બે ચાર ચિત્રોમાં સ્ત્રીઓના પંજાબી પોષાકને જોઇ આપણી બ્હેનોએ પોતાના મર્યાદાશીલ લિબાસને ત્યાગી, પંજાબી પોષાકને સ્વીકારવાની શરૂઆત કરી દીધી. કોઇનું જોઇને અનુકરણ કરવાથી પંજાબણ બની શકાતું નથી. પૂર્વજોના નેક સંસ્કારોને દેશવટો આપી અવનવા લિબાસ ધારણ કરનાર ઘણી સ્ત્રીઓ તો દુનિયાની નઝરે હાંસીને પાત્ર બને છે. સુંદર દેખાવાના મોહમાં ઘણી બ્હેનો પંજાબી પોષાક તો પહેરી લે છે, પણ જ્યારે એ પોશાક ધારણ કરીને તે માર્ગો પરથી પસાર થાય છે, ત્યારે તે પંજાબી ચાલ ચાલવા

પોતાની મુળ ચાલ પણ ભુલી જાય છે. અને તેના દરેક હલન ચલનમાંથી હાસ્યને પાત્ર અને ટીકાને પાત્ર પરિસ્થિતિ જન્મે છે. "હંસની ચાલ ચાલવા જતા કાગડો પોતાની ચાલ પણ ભુલી જાય છે." એ પૂરાતન કહેવત પંજાબી પોશાક ધારણ કરીને પસાર થનાર આપણી બ્હેનોને બરાબર લાગુ પડે છે. પંજાબી સ્ત્રીઓ જ્યારે દસ્સાથી રાજમાર્ગ પર ચાલતી હોય છે. ત્યારે તેની ચાલ અને પોષાક ઉપરથી પંજાબનું જોશીલું અને તેજવંતુ ખમીર છલકાતું હોય છે. તેના દેહમાંથી ડોકીઆ કરતું હોય છે. કારણ કે તેને પોતાના કૌમી, અને માદરી લિબાશ પ્રત્યે માન હોય છે. ભાવના હોય છે. ભુલે ચુકે પણ કોઇ પુરૂષની બદનઝર તેના સામે મંડાય જાય તો તે ભર બજારમાં પોતાની તરફ જોનારની ધુળ ખંખેરી નાખે છે કારણ કે કૌમી લિબાશનું એ ગૌરવ તેની શિયળ રક્ષાનું સાધન બની રહે છે, "હું પંજાબી છું અને મારી નશોમા પંજાબનું ખમીરવંતુ લોહી વહી રહ્યું છે." પંજાબી સ્ત્રીમાં એવો સંદેશો પહેલી નઝરે જોનારને દેખાયા વગર ન રહે.

જ્યારે આપણી બ્હેનો તો જગતને દેખાડવા માટે જ તથા પોતાની આપ-વડાઇનો શાક્ષાત્કાર કરાવવા માટેજ પંજાબી લિબાશ ધારણ કરે છે. એ પોશાક પહેરીને મુર્ખતાની હદ વટાવવા સિવાય પોતાનું રૂપ, છટા, ફેશનબલ જીવનનું જનતા સમક્ષ પ્રદર્શન કરવા સિવાય બીજો કોઇ પણ હેતુ હોતો નથી. પણ જ્ઞાની અને બુદ્ધિવાદી લોકો તુરતજ એવી સ્ત્રીઓનું માપ કાઢી લે છે.

જે સ્ત્રીઓ પોતાના પૂર્વજોના આદર્શ લિબાશ, સંસ્કાર અને મર્યાદાને ત્યાગી આવા કદરૂપા લાગે તેવા પોષાકો ધારણ કરી નકલીયા વાંદરા જેવું જીવન વ્યતિત કરે છે. તેવી સ્ત્રીઓ સમાજની આબરૂના કલંક સમાન છે. સમાજના જીવન ઉપર એક ભાર

સમાન છે. અને સમાજ જીવન ઉપર ગંદા છાંટા ઉડાડનાર મૂર્ખ સ્ત્રી છે. એવી સ્ત્રીઓ પોતાના શોખના માટે માતપતિા અને પતિના પૈસાની બરબાદી કરવા સિવાય શું ફળ મેળવે છે? તેનો જવાબ તેઓના અંતર આપશે કે?

આજે જે જે સારી ટેલરીંગ શોપોમાં જશો ત્યાં ત્યાં આપણી બ્હેનોના પંજાબી પોશાકની સીલાઇ થતી નઝરે ચડશે. અને જ્યારે આપણી બ્હેનો એ નકલી પોશાકના માપ દેવા આવે છે ત્યારે ટેલરીંગ શોપોમાં બેસેલા ગ્રાહકો અને ટેલરો તેના સાથે જે પ્રકારનો વર્તાવ અને વાર્તાલાપ કરે છે તે વિચારણા માંગી લે છે. પંજાબી પોશાકનું માપ લેવા માટે દરજીઓના માપની ટેપનો શરીર સાથે જે કઢંગી રીતે સ્પર્શ થાય છે તે તો નઝરે જોનાર માણસ જ અનુભવી શકે અને ટેપના સાથે ટેલરોના હાથ પણ જે રમતબાજી કરી શકે છે તેને પણ રોકી શકાય તેમ નથી. કારણ કે પંજાબી પોશાક પહેરવાનો શિકાર બન્યા પછી એવું તો ઘણુંયે ચલાવી લેવાની ફરજ પડે છે.

અપટુડેટ પોશાક સીવી આપનાર દરજીની શોધમાં પણ આપણી એ બ્હેનો શહેરના સંખ્યાબંધ ટેલરીંગ હાઉસના પગથિયાઓ ઘસી નાખે છે. રૂપેરી ચાદર ઉપર તો દિન પ્રતિદિન નવા નવા લિબાશોનો જન્મ થતોજ રહેશે તો પછી કયાં સુધી આપણી ફેશનઘેલી બ્હેનો તેને અપનાવતી રહેશે? એવા .શોખને પોશતા પહેલા પતિની આવકનો પણ વિચાર કરવો જોઇએ, પરસેવો રેડી એ પૈસા રડતો પતિ જ્યારે પોતાની પત્નિના આ ઘોજારા શોખનો વિચાર કરે છે ત્યારે તેના શરીરમાંથી કમકમાટી પસાર થઇ જાય છે.

જે પતિ પાસે આજની લડાઇએ ફુગાવવાનું અઢળક નાણું ખડકી દીધું છે. અને જેમણે પોતાની સ્ત્રીઓને પ્રદર્શનની નકલી

પુતળીઓ બનવવાનું પસંદ છે. તેમના માટે તો આ બોધ પણ નિર્થક છે, કારણ કે જેમને સમજવું જ નથી તેમને શું સમજાવવા.

**જો સમજ શકતે નહિં ફીર કયું ઉસે સમજાતે હો.**
**સાથ દિવાને કે દિવાને બને જાતે હો.**

પણ જે પુરૂષોની આવક ઓછી છે. તેની ઘરની સ્ત્રીઓ પણ પંજાબી પોષાક પહેરવાની ઘેલછા રાખે છે. એ ખુબજ નવાઇ ભર્યું કહેવાય.

પંજાબી પોશાકમાં મસ્ત બની મ્હાલતી માનુનીઓને અમે પુછી શકશું કે તેઓને પોતાનો ગુજરાતી સાદો પોશાક શું નથી ગમતો ?

અરે ! એ પોષાકમાં જે સ્ત્રીત્વના ગૌરવની ઝલક છે. જે મર્યાદા અને અનુપમતા છે. એવી તો જગતના કોઇ પણ પોષાકમાં નથી. દુનિયાના તમામ સ્ત્રી પોષાકોને નજરોનજર જોનાર જગતની મહાન નૃતિકા "મેડમ આના પાવલવાએ" પણ એક સમયે ગુજરાતી પોષાકની શોભાને દુનિયાના દરેક લિબાશ ઉપર સરસાઇ આપી હતી. એ ઉપરથી પણ આપણા સાદા છતાં આકર્ષક પોષાકની શોભાનું માપ નીકળી શકે તેમ છે. સભ્ય સ્ત્રીઓએ જાણવું જોઇએ કે સીનેમા નટીઓના પોષાકનું અનુકરણ પોતાના માટે તદન બાલીશ અને પતનના માર્ગે લઇ જનારૂં છે. આજે તો વેશ્યાઓએ પણ એ પોષાકને મહત્વ આપવું શરૂં કર્યું છે. જ્યાં ત્યાં ફરવાના સ્થળોએ શીનેમા નાટકમાં અને બજારોમાં વેશ્યાઓ પંજાબી પોષાક ધારણ કરીને જ વિચરતી હોય છે, સભ્ય સમાજની સ્ત્રીઓ અને વેશ્યાઓની તુલના કરવાનું પણ જ્યાં અઘરૂં છે ત્યાં પછી પંજાબી લિબાશ પહેરનારી સભ્ય નારીઓ આવતી કાલે કઇ

પરિસ્થિતીનો ભોગ બનશે એ કલ્પના કરવી ખુબજ મુશ્કેલ બની છે. લેંઘો, પહેરણ અને ઓઢણી, એ કોઇ પણ સર્વોપરિ સમાજની સ્ત્રીઓ માટે નજ હોય શકે એ ઉપરની માહિતી ઉપરથી પુરવાર થાય છે. આપણી બ્હેનોને અમારી સવેળાની ચેતવણી છે કે તેઓ આજે અને અત્યારેજ આ અણછાજતા પોષાકને તિલાંજલી આપી પોતાની સભ્યતા અને ખાનદાની ઇઝ્ઝતની રક્ષા કરે. નહિં તો પંજાબી પોષાક આજે વેશ્યા પણ અંગિકાર કરતી હોવાથી કોઇ પ્રસંગે ગેરસમજુતીઓ પણ ઉપસ્થિત થવાનો ભય રહે છે. અને સભ્ય સમાજ ઉપર આ પોષાક એક દિવસ ન ભુંસી શકાય તેવા કલંકોની હારમાળાઓ મુકી જશે એવી શંકા અમોને હરઘડી મુંઝવી રહી છે અને એ શંકા કેટલાક અંશે સત્ય અને નકકર છે. તેનો ઇન્કાર કોઇ પણ કરી શકે તેમ નથી. શાંતાકરૂઝ, ખાર, બાંદરા, મહમદઅલી, રોડ, સાતતાડ અને તે સિવાય બીજા અનેક લત્તાઓમાંથી પંજાબી પોષાક પહેરનાર સ્ત્રીઓના જુથો મળી આવે તેમ છે.

સ્ત્રીઓના ચારિત્ર્યને બગડવામાં આ પોષાક મહત્વનો ફાળો આપી જાય છે, કારણ કે તેમાંથી સ્ત્રીઓના દરેક અવયવો લગભગ જાહેર જનતા સમક્ષ છલકાઇ પડતા હોય છે. પુરુષોના ચારિત્ર્ય ઉપર પણ આ વેષ છટા વિચિત્ર ભુરકી છાંટી જાય છે અને એટલેજ આ પોષાક પ્રત્યે મારો તિવ્ર વિરોધ છે. સખ્ત અણગમો છે.

આવા પંજાબી પોષાકમાં ફરવાના સ્થળો ઉપરાંત વેશ્યાઓ પ્રસિદ્ધ *Bar* અને મદિરાગૃહોમાં પણ નઝરે ચડે છે. એ ઉપરથી પણ પર કૌમી લોકો આપણી સ્ત્રીઓ શરાબ પીયે છે એવી અટકળો કરતા બને તો પણ આપણે તેમના સામે માથું ઉચકી શકીયે તેમ નથી. કારણ કે આપણો સ્ત્રી વર્ગ એવાજ પોષાકમાં છેલબટાઉ બની સર્વત્ર હરી ફરી રહ્યો છે.

મેં પોષાક બાબતમા એક બીજું કૌતુક પણ વિચારવા જેવું છે. કે જ્યારે આપણી ઘણી બ્હેનો જ્યારે માથાથી નખ શીખ પંજાબી, રંગે રંગાય જાય છે. ત્યારે તેના સાથે જ ફરનાર તેના પતિદેવ પંજાબી પોષાક ન પહેરતા. વાંકી ઇસ્લામી કેપ,કુલીંગકોટ અને પાયજામામાજ નઝરે ચડે છે. ઘણા તો દાઢીવાળા બિરાદરો પણ એવાજ લિબાશમાં પોતાની પંજાબી જેવી લાગતી પત્ની સાથે હોય છે. હવે ધારો કે કદાચ એવું બને કે મઝહબીદાઢી રાખનારો અને પંજાબી દિલ ધરાવનારો કોઇ પંજાબી યુવક પોતાની કોમની સ્ત્રી ધારીને અને તેણે વોહરા યુવાનની બગલમાં બેસેલી નીહાળીને છેડાઇ પડે. અને ગાળો આપવા ઉપરાંત મારપીટ કરે તો જ્યાં આપણોજ દોષ હોય ત્યાં આપણે બીજું કરી પણ શું શકીયે ?

પંજાબી પોષાક એ પંજાબનું ખમીર છે, પંજાબનું ગૌરવ છે. આપણા જેવાઓ માટે એ પોષાક નથી. આપણે આપણું ગૌરવ શેમા છે ? એ વિચારવું જોઇએ. જે પોષાકથી એક દિવસ આપણી કોમની આબરૂ અને કીર્તિનો વિજયધ્વજ ફરકી રહ્યો હતો. એ મહાન લિબાશને આજે આપણે આપણા જીવનમાંથી રૂખ્સત આપી દીધી છે. સીનેમાની ચાદર ઉપરથી અવળો બોધ-પાઠ લઇ આપણે આપણા પ્યારા લિબાશ ત્યજી બેઠા કે જે લિબાશ દ્વારા આપણે ઇસ્લામના અરકાન અને મહાન પૈગમ્બર સાહેબ હઝરત મહંમદ (સ. અ. વ.) ની હદીસની પાબંદી જાળવી રહ્યા હતા.

જ્યારે આપણી કોમ (બુરખામા) પડદામાં હતી. ત્યારે ટાંગાવાલાઓ હોટલના બાર'વાલાઓ, વેપારીઓ, તેમજ રસ્તામાંથી પસાર થતી જનતા દરેક આપણી સ્ત્રીઓની ઇઝ્ઝત કરતા હતા.

આપણી મર્યાદા ન તુટે, આપણું ગૌરવ જળવાય રહે તે માટે દરેક કાળજી રાખતા હતા, એટલે કે પડદો ફગાવી આપણે દુનિયાની નજરે એક જલીલ અને બેઈઝઝત કૌમ તરીકે પંકાય રહ્યા. આપણા અવગુણો આપણેજ જાહેર કરી મુકયા. તેમાં પણ આ પંજાબી પોષાકે તો આપણી કૌમની ઇઝઝતનું લીલામ કરી નાખ્યું છે. કૌમની મહાનતા અને પ્રતિષ્ઠાને જબ્બર લપડાક લગાવી છે. પંજાબી સંસ્કાર અને આચારના પાટા ઉપર આંખે પાટા બાંધી ઝડપી ગતિએ દોડી જતી બ્હેનો ઉપર દર્શાવેલી બાબતો ઉપર વિચાર કરે, મનન કરે તેવી આગ્રહભરી વિનંતી છે. નહિં તો એ છુટછાટ એક દિવસ આખી કૌમને બરબાદીની ઉંડી ખાઇમા પછાડી દેશે એ નિઃશંસય બીના છે.

ખુદા તઆલા ! પંજાબી પોષાકમાં ફરતી અમારી બ્હેનોને સદબુધ્ધિ આપો એજ અભ્યર્થના :



## પંચગનીની મેમસાબો!

મુંબઈ શહેરના પંજાબી પોષાકને પણ વટાવી જાય તેવા વેશપલ્ટાની વિગતો પંચગનીના મથક ઉપરથી જાણવા મળી છે. પંચગનીથી વાંચકો સારી પેઠે વાકિફ હશે. ક્ષયરોગના દર્દીઓ માટે ત્યાંની હવા અને ઉપચારો અતીશ્ય અનુકુળ હોવાનું મનાય છે. તે સિવાય સળગતી ગરમીના દિવસોમાં શ્રીમંતો હવાફેર માટે એ સ્થળને પસંદગી આપી છે. અનેક શ્રીમંત કુટુંબો એજ સ્થળે જઈ હવાફેર કરવાનો હટાગ્રહ સેવતા હોય છે. કારણ કે ત્યાંના વાતાવરણમાં કોઇપણ પ્રકારના બંધન વગર આઝાદીથી હરી ફરી શકાય તેવા સંજોગો હોય છે. જ્યારે બરબાદીના પંથે.... લખવાનો આરંભ કર્યો ત્યારે મારા એક મિત્રે મને પંચગની તેડાવવા માટેનો પત્ર લખ્યો, અને તેમાં ભારપૂર્વક તેણે લખ્યું હતું કે "અહિંના વાતાવરણમાંથી પણ તમને એ પુસ્તક માટે ઉપ્યોગી થઈ પડે તેવી સામગ્રી જડી આવે તેવું છે." એટલે હું તુરત જ પંચગની

દોડી ગયો, સમયના અભાવે જો કે આપણી કૌમની બદીનો હું સંપુર્ણ અભ્યાસ ન કરી શક્યો. પણ જે કંઈ જાણી શકાયું તે ઘણુંજ અફસોસનાક છે. ત્યાં આપણી બ્હેનોએ પંજાબી પોશાક ઉપરાંત એક નવોજ લિબાશ ધારણ કર્યો છે. લોંગ પાટલુન. હાફશર્ટ અને માથા ઉપર હેટ ચડાવી ફુદડીના જેમ અહિં તહિં ચક્રાતી આપણી બ્હેનો અને ભાઇઓના મને દર્શન થયા. મારા ટુંક નિવાસ દરમ્યાન મારા મિત્રે મને એક નહિં પણ એવી અનેક બ્હેનો મને દેખાડી કે જેઓએ પોતાનો કૌમી લિબાશ, કૌમી સંસ્કૃતિ, અને કૌમી ગૌરવનું ખંડન કરી મેમસાબ બનવાનું પસંદ કર્યું હતું અને જ્યારે કોઈ સભ્ય, વોહરા ગૃહસ્થ અથવા સભ્ય અને સાદા લિબાશવાળી વોહરા બાનું તેમના બાજુમાંથી પસાર થતાં ત્યારે આવી નકલી મેમસાબોની મઝાક અને મશ્કરીનો ભોગ બની જતાં, પણ કોઈ યુરેપીયન ત્યાંથી પસાર થતાં ત્યારે તો આ નકલી મેમસાહેબો જ હાંસીને પાત્ર બની જતી હતી.

સંધ્યાના સોન્હેરી રંગો પથરાય વળતાજ વૃક્ષની ઘેરી ઘટાઓમાં એવી મેમસાબોના ટોળાઓ પથરાય વળે છે. જે દિવસે મારો મુકામ ત્યાં હતો તેજ દિવસે એક કમકમાટી ઉપજાવનારો બનાવ બનવા પામ્યો હતો. આ બનાવ તદન સત્ય અને એ સમયે ત્યાં હાજર એવા સેંકડો આપણા ભાઇઓથી જાણીતો છે.

કોણ જાણે કયાંથી ? એવી મેમસાબ બનેલી ત્રણ બ્હેનો પાછળ બે સોલ્જરો પડયા હતા અને ઇંગ્રેજીનો કકકો ન જાણનાર એ નકલી મેમસાબો ગભરાતી અકડાતી અને વારંવાર પાછળ દૃષ્ટિ કરી પીછો છોડાવવાનો પ્રયાસ કરતી હતી.

ત્રણેય સોલ્જરો દારૂના નશામાં ચકચુર હતા એટલું સારૂં હતું, નહિં તો આ બનાવ કેવું સ્પષ્ટ પરિણામ ઉપસ્થિત કરતે એ

દેખીતું હતું. બન્ને લથડિયા ખાતી ચાલે બરાબર પીછો પકડી રહ્યા હતા. આસપાસના નિર્જનમાર્ગ ઉપર કોઈ ન્હોતું કે આ મેમસાબો મદદ માટે કોઇને સાદ કરી શકે અંતે કંટાળીને ત્રણેય બાળાઓએ પોતાના બુટ હાથમાં લઇને દોડવું શરૂ કર્યું, સોલ્જરો પણ પાછળ દોડયા પણ ત્યાં તો બાળાઓ હોટલ પાસેના એક બગીચા પાસે આવી પુગી તેને જોઇ આપણા બે ત્રણ બિરાદરો હોટલમાંથી બહાર દોડી આવ્યા અને બ્હેનોના ગભરાટનું કારણ પૂછયું, કોઇ બદમાસ સોલ્જરો પાછળ પડયા હોવાનું જણાવી ત્રણેય આમતેમ જોઈ રહી. આપણા ભાઇઓએ બ્હેનોને દોડવાની ના પાડી ઉભા રહેવા કહ્યું. " ત્યાંજ બન્ને સોલ્જરો આવી પહોંચ્યાં અને બાળાઓને પુરૂષો સાથે ઉભેલા જોઈ એક સોલ્જર ગેં ગેં ફેં ફેં કરતો રસ્તે પડયો. બીજા સોલ્જરે પાસે ઉભેલા એક માણુસને પુછી પણ જોયું કે " આ બઝારૂ સ્ત્રીઓ છે કે કેમ? પેલાએ સભ્ય સ્ત્રીઓ હોવાનો ખુલાસો કર્યો એટલે બન્ને રસ્તે પડયા. એટલે ત્રણેય મેમસાબ બનેલી બ્હેનોએ છુટકારાનો દમ ખેંચ્યો અને બુટ પહેરી ત્રણેય બ્હેનો વિદાય થઈ.

આ બનાવમાં રહેલી કરૂણતાનું માપ સ્હેજે પણ કાઢી શકાય તેમ છે. છતાં પણ પંચગનીમાં એવી મેમસાબો અસ્તિત્વ ધરાવે છે. એ ત્રણ બાળાઓમાં એકે તો નગ્નતાની સીમા વટાવી દીધી હતી. હાફ પેન્ટના અંદર તદન પારદર્શક રેશમી શર્ટ પહેર્યું હતું. એ બ્હેનો સાથે ફરનાર બીજી પણ આવતી કાલે એવીજ બનશે એમાં શંકા નથી. પંચગનીથી આ છલકાતી બે શર્મી સમાજ માટે શ્રાપ સમાન છે થોડું ઘણું ઇંગ્રેજી જાણુનારા પતિદેવો પોતાની પત્નિને મેમસાબો બનાવી. સમાજ સાથે દુશ્મનની કરી શકે છે. દાઉદી વોહરા [illegible] ઉપર અંગારાઓ વર્ષાવી રહ્યા છે, થોડી ઘણી દૌલતના માલિક બન્યા પછી માણસ કેટલી હદ સુધી આંધળો

બની શકે છે અને પોતાના માટે પોતાના સમાજની કીર્તિને ઠોકર મારી શકે છે. તેનું આ પંચગનીની મઢમડીઓ ઉઘાડું પ્રદર્શન છે.

પંચગનીમાં એક બીજી પણ અદભુત બીના મને જાણવા મળી, હંમેશા હુઝુરે પુરનુર સૈયદના તાહેર સૈફુદ્દીન (ત-ઉ)ની સેવામાં રહેતા, મઝહબના ફિદાઇ હોવાનો દાવો કરતા, ધર્મચુસ્ત હોવાનો ડોળ કરતા, અને કૌમી લાગણીથી શોભતા એક સદગૃહસ્થ ત્યાંના વાતાવરણમાં કંઇ જુદાજ લાગતા હતા, હવાફેરના સાથે સાથે જાણે કે આખું જીવન ફેર કરી નાખ્યું હતું. સોન્હેરી ફેંટાની જગ્યાએ બાલની ટોપી, નમાઝના સમયે હોટલોમાં અને તેનું કુટુંબ જાણે કે વોહરા કૌમનો અંશ પણ નહિ. છોકરાઓ યુરોપીયન, "છોકરીઓ મેમસાબ" અને તેમના પોતાના પત્ની ચોકખા પંજાબણ !

આજની દુનિયામાં માણસો કેવા કેવા રંગ બદલે છે તે ઉપરના દાખલા ઉપરથી સમજી શકાય તેમ છે, જેમનું આખું જીવન કોઠાર સાથે સંકડાયલું છે, તેઓ પડદા પાછળ આવું વિરોધી જીવન વ્યતિ કરે છે. જેમ કે કોઠારમાંજ રહીને અનેક મુલ્લા સાહેબો અને આમીલ સાહેબો કોઠારનીજ દુશ્મની, અને ગીબતો કરે છે. હુઝુર પુરનુર સૈયદના તાહેર સૈફુદ્દીન સાહેબ (ત×ઉ) ને મારી અપીલ છે. કે તેઓ વ્હેલી તકે આ સડાને સાફ કરે. કૌમની સ્થિતિને છિન્નભિન્ન કરવામાં અને કૌમમાં બે ભાગલાઓ પાડી દેવામાં જે વર્ગ મુખ્ય ભૂમિકા ભજવી રહ્યો છે, તે આજે આપનીજ આસપાસ આસ્તીનનાં સાંપની જેમ ડોલી રહ્યો છે. કૌમની ધાર્મિક લાગણીઓનું સત્યાનાશ કરનારાઓનું જુથ કેટલું ભયંકર અને હાનીકર્તા છે તેની ખુલ્લી હકિકતો રજુ કરવા મારૂં દિલ અધિર થઇ રહ્યું છે. કાગળના બજારો પુનઃ સ્થિર થતાંજ હું એ વિષય પણ કૌમના હાથોમાં વ્હેલી તકે રમતો કરીશ.

પંચગનીના વાતાવરણમાં આમ બે-લગામ બની ફરતાં ઉછાછળા શ્રીમંત કુટુંબો પર ધર્મગુરૂ વર્ગના ધર્મ પ્રચારક અનુયાયઓ નજર કરી ક્ષય રોગને સુધારવાના બદલે તેનાથી પણ વધુ ભયંકર રોગના ભોગ બનતા આવા બહુરૂપી ધર્મચુસ્તોને યોગ્ય સમજ આપે.

## સ્વીમીંગ પૂલ!

મુંબઇની અનેક બ્હેનોને અમે બેશર્માની હદ વટાવી જતી પણ જોઇ છે, પુરૂષો જ્યાં સ્નાન કરવા અને તરવાની તાલીમ લેવા જાય છે. એવા સ્નાનગૃહમાં અમે ઘણી આપણી બ્હેનોને પણ જોઇ છે. આ બદી જરા ખર્ચાળ હોવાથી તેનો ચેપ બ્હોળા પ્રમાણમાં ફેલાવાનો ભય ઓછો છે, છતાં પણ જો તેને આટલેથીજ નિર્મૂળ કરી દેવામાં આવે તો તે વધુ ઉત્તમ છે. પર પુરૂષો જ્યાં લગભગ નગ્ન જેવી દશામાં જ વિહારતા હોય છે. એવા ગંદા વાતાવરણમાં જવાથી ગંદા છાંટા ઉડવાનો ભય જાગતો જ રહે છે. પર કૌમી સ્ત્રીઓ હજી આ સ્નાનગૃહ ક્ષેત્રમાં પ્રવેશી નથી ત્યાં જ આપણી અમુક બ્હેનોએ તંદુરૂસ્તી પ્રાપ્ત કરવાના રૂપાળા ઓઠા તળે આં વ્યવસાય સ્વીકાર્યો છે.

પશ્ચીમના દરેક આચાર અપનાવી લેવાની જાણે કે આપણી

બ્હેનોએ હરીફાઇ આદરી છે, પુરૂષોએ જે જે અધિકારો આજે લાડકોડથી સ્ત્રીઓને સોંપી દીધા છે, એ અધિકારો આવતી કાલે પુરૂષોના ડોકમાં બદનામીના સાઇન બોર્ડ બનીને લટકી પડશે.. એવા દરેક સંજોગો દ્રશ્યમાન થઇ રહ્યા છે.



## વડિલોની નિદ્રા!

વડિલોની ચુપકીદી અને વડિલોની નિદ્રાએ પણ આજે અનેક અનર્થો ઉપજાવ્યા છે, સ્ત્રીઓને અને પુત્રીઓને અધિકારમાં રાખવાની અમારી સવેળાની ચેતવણી છે.

છેલ્લી ઘડીએ તપાસ કરતાં હું જાણી શકયો છું કે કૌમની આટલી બરબાદી જાણે કે ઓછી હોય તેમ એક વધુ ભયંકરમાં ભયંકર બદીનો ઉમેરો થવા ચાહે છે. બે ચાર બ્હેનોએ અભિનેત્રી બનવાના મોહમાં શહેરની એક પ્રતિષ્ઠ અભિનેત્રીના ઉમરાઓ ઘસી નાખ્યા છે. જે ક્ષેત્રમાં દુરાચારોથી ખરડાયલી નારીઓને પણ કડવા અનુભવો મળ્યા છે. જે ક્ષેત્રમાં શિયળરક્ષાની વાત એક હાસ્યસ્પદ વિચાર ગણાય છે. જે ક્ષેત્રમાં વ્યભિચારીનું તાંડવ-નૃત્ય થઇ રહ્યુ છે એ ક્ષેત્રમાં પગલાં પડતાં પહેલાં સાવચેત રહેજો, તમારા એકના શોખનું પાલન કરવામાં તમામ કૌમ ઉપર કલંકનું ટીલું ન ચોંટી જાય તેની તકેદારી રાખજો.

સભ્યતા વિવેક અને ટેકને નેવે મુકી અભિનેત્રી બનવાના ફાંફાં મારતી બ્હેનો વેશ્યા બનવા જઇ રહી છે તેનું ભાન રાખે, અનેક નટીઓએ આજ સુધીમાં સેંકડો વખત છડે ચોક પુકાર કરી છે, કે સ્ત્રીઓ માટે આ ક્ષેત્ર શ્રાપ સમાન છે. સભ્ય સમાજની નારીઓએ આ ક્ષેત્રને હંમેશના માટે દુરથી જ નમસ્કાર કરી દેવા જોઇએ,

પરકોમી બ્હેનો પણ આજે સીનેમાના નામ માત્રથી ભડકી ઉઠી છે, એ વૈભવશાળી જીવન પાછળ દેખાતી દુર્દશાથી આજે કોણ બિનવાકેફ છે?

શું આપની કોમની બ્હેનોએ પોતાના વડિલોની ચુપકીદીનો આવો અવળો અર્થ કર્યો છે?

અફસોસ છે કે આજ સુધી કદિ એમ ન સાંભળ્યું કે વોહરા કોમની બ્હેનોએ કદિ કેળવણી માટે પ્રયાસ કર્યા, કદિ સીવણ, ગુંથણની સંસ્થાઓ માટે વિચાર કર્યો, કદિ કોઇ આશાજનક અને પ્રગતિસુચક આગે કુચ કરી.

ફકત જ્યાં નઝર પડી ત્યાં બ્હેનોએ નોતરેલી બરબાદી અને સર્જન કરેલા વિનાશના પંજા દેખાયા, ન કયાંય પ્રગતિ ન કયાંય ઉન્નતિ એક કોમના અંધકારમય ભાવિની આથી વિશેષ ખાત્રી બીજી શી હોઇ શકે?

દુર...હટી જાવ,

સીનેમા એ તમારા જીવનનો, તમારા સમાજનો તમારી પ્રગતિનો કટ્ટો શતરૂ છે, જે જે બદીઓ. દેશનો, દુરાચારો આજે

આપણે વિંટળાય વળ્યા છે. અને આપણે સમાજથી, ધર્મથી, સંસ્કૃતિથી દુર ફેંકી દીધા છે. તેનો જવાબદાર એજ કાળમુખો સિનેમા શોખ છે.

જ્યાં સુધી આ રૂપેરી ચાદરનું આકર્ષણ આપણા સ્ત્રી વર્ગનું અંતર નિવાસ બન્યું છે, ત્યાં સુધી અનેક બદીઓને ફાલવા ફુલવાની તક મળ્યાજ કરશે એ નિઃશંસય છે. સ્ત્રીઓને સીનેમામાં સાથે લઈ જવાથી લોકો અમને સુધરેલા, આઝાદ અને નવા વિચારના ગણાશે એવા હલકા વિચારવાળા ફેશનપરસ્ત વર્ગના લોકોએ સ્વહસ્તે પાયમાલી નોતરી છે. વડિલોએ આપેલી સ્વતંત્ગાનો એવા લોકોએ દુરઉપયોગ કર્યો છે. બીચારા બુઝુર્ગોએ આપેલી છુટછાટથી છકી જઇ આજે જે જે યુવાનો અને યુવતીઓ ફેશન અને બરબાદીના પંથે ધપી રહ્યા છે, તેની અસર તમામ કોમની કિર્તી ઉપર કલંક લગાડનારી નીવડશે એ વિચારી લેવા, જેટલી તક પણ તેઓ સમજે એવી મારી વિનંતી છે.

## નમાલા પતિદેવોને ચેતવણી :

સ્ત્રીઓની આજની બેફામ આંધળી સ્વતંત્રતાનો સૌથી વધુ જવાબદાર ફેશનપરસ્ત સ્ત્રીઓના ફેશનપરસ્ત પતિ દેવો છે, કે જેમને પોતાની પત્નીઓની કપડા પહેરવાની નમ છટટા, વાળ ઓળવાની કલાઓ અને એ પર્દા બનાવવાની હિલચાલ પસંદ છે, અને તેના જ કારણે આજે એ બદીઓ ઝડપી ગતિએ ફેલાવો પામી રહી છે, એનું પ્રમાણ આજે બ્હોળાવર્ગના સમુદાયમાં સ્થાપિત થઇ ગયું છે એને રોકવાનું કાર્ય પણ હવે કઠણ બન્યું છે, આજની ઘરેઘરમાં ફેલાય ચુકેલી આ નિષ્ઠુર સંસ્કૃતિ નાશ પામીનેજ નથી બનશે એ દિવા જેવું સ્પષ્ટ છે. પોતાની પત્નીઓ રૂપેરી ચાદર ઉપર અભિનયના અજવાળા પાથરતી નટીઓ જેવી બની રહે એવું ઇચ્છતા પતિઓ પોતાના જીવન સુખનો નાશ નોતરી રહ્યા છે. હદ ઉપરાંત બિન ઉપયોગી શારિરીક સૂંગાર, અને હરવા ફરવાના ખર્ચો કરતી નારીઓનું જીવન નર્ક સમાન

બની રહ્યું છે એ ભુલવાની જરૂર નથી. જ્યાં સુધી કૌમના પ્રત્યેક ઘરમાંથી સુધારાનો પ્રાથમિક આરંભ નહિ થાય ત્યાં સુધી આ બદી કૌમના જીવનમાં નાસુર બની રહેશે. જે પતિઓ પોતાની ઘરની સ્ત્રીઓ ઉપર કાબુ નથી રાખી શકતા તે આજની ગંદી સમાજ રચનાના જવાબદારો છે. તેમને પ્રથમ ચેતવાની જરૂર છે. આજનો નાણાના પુગાવાના યુગ આવતીજ કાલે સ્વપ્ન સમાન બની જશે, અને ત્યારે ફેશનપરસ્ત પત્ની પતિઓની આવક ઉપર કાપ મુકાશે પરંતુ ફેશનપરસ્ત પત્ની પોતાની રહેણી કરણી ઉપર કાપ મુકવા અશકિતવાન બનશે અને ત્યારે તેનું જીવન પોતાની આઝાદીને પોષવા કહી તરફ વહન કરશે એ હકિકત કંપાવી રહી છે. અત્યારે સમય છે. આ પુસ્તકમાં જાહેર કરેલા ચેતવણીના સુરો સાંભળી ફેશનપરસ્ત જીવનની જરૂરીયાત છે. કૌમનું શ્રેય ઇચ્છતા નવજવાનો, વૃદ્ધો, અને આગેવાનો આ લડતમાં મોખરે આવી કૌમને બરબાદીના પંથે જતી અટકાવે એ ઘણુંજ અગત્યનું છે, અમો આશા રાખીએ છીએ કૌમ સવેળા જાગૃત બની આ કાર્યને અમલ સ્વરૂપ આપી દાઉદી વોહરા કૌમના નવ ઘડતરમાં પોતાનો અમુલ્ય ફાળો આપવાનું નહિંજ ચુકે.

આપણી કૌમના હાથોમાં આ પુસ્તક મુકતાં અમને અસીમ દુઃખ થઇ રહ્યું છે, પરંતુ આજની પરિસ્થિતિ જોતાં દરેક ફેશન-પરસ્ત અને બિનજવાબદાર બનેલા લોકોને ચેતવવા માટેજ અમને અમારી કલમમાંથી અંગારા વર્ષવવાની ફરજ પડી છે. છતાં પણ આજે કૌમ જે રીતે બરબાદીના પંથે આગેકુચ કરી રહી છે, તેમાં કશો પણ ફેરફાર નહિં થાય તો અમને હવે પછીનું પુસ્તક અનિચ્છાએ પણ આ પુસ્તક કરતાંયે વધુ ઉઘાડી રીતે લખવાની લાચારી ભરી ફરજ પડશે, અમારા પાસે આજસુધીમાં અનેક કુટુંબોની નામ, ઠામ: અને ફોટાઓ સાથેના ખરડાયલા જીવન

ચરિત્રો એકત્ર થયા છે. અરે એ કાર્ય હજી પણ ચાલુજ છે, આશા રાખીએ છીએ કે આ પુસ્તક વાંચ્યા પછી કૌમી ભાઇઓ અને બહેનો ધર્મની અને કૌમના ઇજ્જતને બચાવવાના નેક હેતુથી પોતાની રેહણી કરણીમાં રહેલી આંધળી સ્વતંત્રાને દુર કરી શાદાઇને અપનાવવાનું નહિંજ ભુલે વડિલો પાસેથી પણ અમો આશા રાખીએ છીએ કે સમાજના પતનને રોકવામાં તેઓ સાથ આપી પોતાની ઓલાદોને સમજાવવાની કોષિશ કરશે અને તેઓને ઉંધા માર્ગે જતા રોકી કોમ ભલાઇ અથવા તો પોતાની ઉન્નતિને સમજતા શીખે અને શીખવાડે, એવી આશા રાખીએ તો તે અસ્થાને નહિજ ગણાય.



## આપણું રાજદ્વારી ક્ષેત્ર!

અત્યારે જગતના રાષ્ટ્રિ ક્ષેત્રોમાં પણ આપણું સ્થાન શુન્ય છે. નાની કૌમ તરીકે અને મુઠ્ઠીભર માણસોના બહાના હેઠળ છટકવાનો સમય આજે આથમી ગયો છે પારસી અને ખોજા જેવી નાની કૌમનું સ્થાન પણ આજે રાજદ્વારી ક્ષેત્રમાં મોખરે છે ત્યારે આપણું સ્થાન પણ બિલકુલ નથી. જયારે દરેક રાષ્ટ્રિય ફાળામાં આપણા તરફથી અપાતી રકમોના ફાળાઓની રકમ અન્ય કૌમો સામે ખુબજ મોટી હોય છે. આજે જગતના મુસ્લિમોની પ્રતિનિધિ સંસ્થા મુસ્લિમ લીગમાં પણ કયાંય આપણા ભાઇઓનું સ્થાન જણાતું નથી. તેનું કારણ આપણી તાઅલીમી નબળાઇઓ છે. જ્યાં સુધી આપણે આંગણે કેળવણીનું કોઈ રચનાત્મક ક્ષેત્ર નક્કી કરવામાં નહિં આવે ત્યાં સુધી આપણે કદિ પણ આગળ આવી શકશું નહિં.

સમય આજે સાદ કરી રહ્યો છે, નવાયુગનો પવન આપણે ઢંઢોળી રહ્યો છે. મોજશોખમાં આગળ અને આગળ વધી રહેલી કૌમોએ આજે. જગતના સામાજીક, ધાર્મિક, આર્થિક, અને રાજદ્વારી દરેક ક્ષેત્રોમાં મોખરે રહેવાની જરૂરીયાત છે.

પતનનાં માર્ગે જઇ રહેલી કૌમને ઉગરવાનો આજે કોઇ માર્ગ દેખાતો નથી સમાજના અગ્રગણ્ય ગણાતા જવાબદાર વર્ગ તરફથી આજે કૌમને પતનમાં સબડતી રાખવાનો આક્ષમ્ય અપરાધ થઇ રહ્યો છે. પતનની રાખ ઉપર ક્રાંતિની ફુંક ફુકાઇ ચુકી છે. હવે નવસર્જનની અણમોલ ઘડી આવી પહોંચી છે. શહેરે શહેર અને ગામે ગામ પ્રગતિવાદી સંસ્થાઓ સ્થાપી. દાઉદી વોહરા આલમનું નવું ઘડતર કરવાની આજે દરેક જરૂરીયાત ઉપસ્થિત થઈ છે. નવા લોહીની દોરવણી વગર સમાજની સડેલ પ્રણાલિકાઓ નીકળવી દુર્લભ ભાસે છે. કોમના દરેક આગેવાનોએ કુંભકર્ણની નિદ્રામાંથી જાગૃત થઇ, સમાજના એકે એક માનવીને ઢંઢોળીને જગાડવાની જરૂર છે. ઉભો કરવાની જરૂર છે. નવી દિશા દેખાડવાની જરૂર છે.

જગતમાં અન્ય કોમો સામે આપણી કોમનું આર્થિક પાસુ પણ અતિશય બળવાન છે કોમના ધાર્મિક ખાતાઓ પાસે આજે કરોડો રૂપીયા બિન ઉપયોગી પડયા છે. કોમના ધનવાનો આજે ધનને ઉંધા માર્ગે વેડફી રહયા છે જ્યારે બીજી તરફ કોમનો એક મહાન વિશાળ વર્ગ કેળવણી વગર રીબાઇ રહયો છે ધંધા વગર બેકાર રખડી રહયો છે. પોતાના સંતાનોની શાદી માટે વલખાં મારી રહયો છે અને તે સિવાય અનેક રીતે આજે તે શોષાય રહયો છે સમાનતાના યુગમાં આપણી સંકુચિત કોમની આવી સમાજ રચનાના ગાલ પર તમાચો ઝીંકી દેવાનો સમય આવી પહોંચ્યો છે.

શા માટે કોમમાં ઉદ્યોગની યોજનાઓ અમલમાં આવતી નથી ? શા માટે કોમના ગામે ગામમાં કેળવણીની પછાત દશાની બુમો સંભળાઇ રહી છે ? શા માટે ધર્મગુરૂ વર્ગ સામે આજે એક અતિ વિરાટ વર્ગનો અસંતોષ છે ? શા માટે સમાજના સમાજ ઉપયોગી ખાતાઓ ચુપ બની ગયા છે ? શા માટે કોમનું પત્રકારિત્વ ક્ષેત્ર મરણ વાંકે જીવી રહયું છે ? સાહિત્યમાં રસ લીધા. વગર આજે કોઇ પણ સમાજ જગતમાં પોતાનું ઉચ્ચનીય સ્થાન ઘડી શકે તેમ નથી તો પછી શા માટે કોમના પત્રકારિત્વ પ્રતિ ઘેરી ઉદાસીનતા સેવાઇ રહી છે ? શા માટે સાહિત્યકારને વાણી સ્વાતંત્ર્યના યુગમાં સીમાઓમાં બાંધી લેવામાં આવે છે ? શા માટે કોમને ફેશનોની બદીઓમાંથી મુકત કરવા માટે કશાં પગલાં લેવામાં આવતા નથી એવા એવા હઝારો પ્રશ્નો આજે કોમના કલેજા પર ઘા કરી રહયા છે. એ દરેક પ્રશ્નોનો નિકાલ લાવી કોમના કલેજા પર પડેલા ઘા ઉપર મલમપટ્ટીઓ કરવીજ પડશે નહિ તો જે દિવસે એ ઘા તાઝા થશે તે દિવસે કોમ કોમ તરીકેના દરેક સિદ્ધાંતોને અભરાઇ પર મુકી પોતાના મનઘડત માર્ગ પર પ્રયાણ આદરી દેશે. તે દિવસે એ પ્રવાહને પાછો વાળ-વાનું કાર્ય અતિસ્ય અગરૂં હશે મહાન અગવડ ભર્યું હશે તે પહેલાં કોમને વ્યવસ્થિત કરી દેવાની જરૂરીયાત છે. પતનના માર્ગથી પાછો વાળવાની મુખ્ય જરૂરીયાત છે.

આ પુસ્તકમાં કોમમાં ફુલીફુલી રહેલા રહેલા દરેક નાશકારક માર્ગો શરફ સીધો અંગુલી નિર્દેશ કરવામાં આવ્યો છે, લ-તે લ-તે વ્યવસ્થિત સંસ્થાઓ સ્થાપી, એ બદીઓથી સૌને રોકવાનું કાર્ય કરવાની જરૂરીયાત છે કોઇ પણ પ્રકારની શેહ શરમ વગર આ પુસ્તકને હકિકતનો અરિસો બનાવી સમાજ સામે મુકી દેવામાં આવ્યું છે.

એકે એક વાંચક આ પુસ્તકમાં દર્શાવેલી બદીઓમાં સપડાએલો હોય તો પોતે પોતાની રીતેજ તેમાંથી નીકળવાનો પ્રયાસ કરે અને ત્યાર પછી બીજાઓને ઉગારવાના યથાશકિત પ્રયાસો કરે એ ઈન્સાનિયતની દ્રષ્ટિએ અને કૌમની ગુમાઇ જતી આબરૂને બચાવવાની દ્રષ્ટિએ ખુબજ અગત્યનું છે.

અંતમાં દુઆ કરીશું કે આ પુસ્તકમાં રજુ થએલી દરેક વાતોનો પૂરતો અભ્યાસ કરી વાચકો કૌમને બરબાદીના પંથે જતી રોકવાના કામમાં લાગી જાય અને આજના પ્રગતિવાદી યુગમાં આપણું સ્થાન પણ કંઇક ઉજળું અને ચમકતું બનાવીને રહે. પરવરદિગાર દરેકને આ નેક હેતુ પ્રતિ વફાદાર બનવાનું બળ આપે!!!



**આ પુસ્તક :-**

આજે અંધારા પ્રતિ જઇ રહેલા આપણા કૌમી ભાઇઓ અને બ્હેનો માટે એક દિવાની ગરજ સારનારૂં છે.

**માટે :-**

દરેક કૌમી જઝબાત ધરાવતા ભાઇઓએ આ દીવો પોતાના ભાઇઓ તથા બ્હેનોને બતાવી તેમને ઉગારી લેવાની આજે સાચી જરૂરીયાત છે.

ટેલીફોન નં. ૪૬૧૬૫.

# એન. ઉકમાનજી મીઠાઈવાળા

૪૦૪, એ અલીમહોમદ મેનશન,
ગ્રાન્ટરોડ, મુંબઇ, ૭.